હતા. તેમાંનાં પહેલાં ત્રણ તત્ત્વોની શોધ મેન્ડેલીફના ભવિષ્યકથન બાદ ૧૫ વર્ષ પછી થઈ હતી. તે છતાં પણ તેમના ગુણધર્મ ધાર્યા પ્રમાણે જ નીકળ્યા હતા; એ ત્રણ તત્ત્વોનાં નામ કોષ્ટકમાં જર્મેનિયમ, ગૅલિયમ, અને સ્કૅન્ડિયમ એમ અનુક્રમે અપાયાં છે. તેમના ભૌતિકગુણો અને રાસાયનિક વર્તન ધારવા પ્રમાણે આબેહૂબ નીકળ્યાં અને તેનું ભવિષ્યકથન ખરું પડ્યું. જેવી રીતે નેપ્ચ્યુન નામના અજ્ઞાત ગ્રહની ખગોલમાં સ્થિતિ અને ગતિ પહેલેથી નિર્ણીત થઈ હતી અને નિર્ણીત સ્થળે તપાસ કરતાં તે ગ્રહ શોધી કઢાયો હતો એ ઘટનાથી સૈદ્ધાન્તિક ખગોળવિદ્યાની પ્રતિષ્ઠા વધી હતી તેવી જ રીતે આ નવાં તત્ત્વોની શોધથી સૈદ્ધાન્તિક રસાયનવિદ્યાની પ્રતિષ્ઠા વધી. બે લાખ ઉપરાંત રાસાયનિક પદાર્થો અને સંયોજનોના ગુણ અને ધર્મમાં વ્યવસ્થા અને નિયમની શોધ થવાથી રસાયનવિદ્યાની ગણના ચોક્કસ શાસ્ત્રોમાં થવા લાગી. તે છતાં પણ એટલું તો કહેવું પડશે કે મેન્ડેલીફના નિયમ અને કોષ્ટકમાં અપૂર્ણતાને લીધે અને બીજી દિશામાં અણુરચનાનો અભ્યાસ વધવાને લીધે તેની અગત્ય રહી નથી. પરંતુ આવા નિયમોનું મુખ્ય કાર્ય તો નવા અન્વેષણને ઉત્તેજન આપવાનું અને જૂના જ્ઞાનને સુનિશ્ચિત કરવાનું છે એ દૃષ્ટિએ મેન્ડેલીફનું કાર્ય રસાયનવિદ્યાના ઇતિહાસમાં ચિરસ્થાયી અને ઉજ્જવળ રહેશે.

પરમાણુભારાંકની સાથે પરમાણુની આંતરરચનાનો શો સંબંધ છે એ વિવેચન અગત્યનું છે. પણ તે વિષય લેતાં પહેલાં તેની સાથે સંબંધ ધરાવતા ભૌતિકશાસ્ત્રવિદ્યાના બીજા વિભાગોના ઇતિહાસની સમાલોચના કરવી આવશ્યક છે.

### જેમ્સ વૉટ

ભૌતિકવિદ્યાના મુખ્ય વિભાગમાં નાદશાસ્ત્ર, પ્રકાશશાસ્ત્ર, વિદ્યુતશાસ્ત્ર અને ચુંબકશાસ્ત્ર પ્રથમ ગણી શકાય. હવામાં નાદ અને નક્કી કર્યા ભારાંક

પ્રકાશ કેવી રીતે પ્રસરે છે તે ન્યૂટને બતાવ્યું હતું; પરંતુ તે ઉપરાંત તેમનાં આંદોલનો, વિવિધ સૂરો અને સંગીતની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તેની સમજૂતી પાછળથી મળી હતી. ઉષ્માશાસ્ત્રની શોધોમાં સાધારણ જનસમાજને જરા વધારે રસ પડે તેમ છે તેથી તેમાંની એકને આ સ્થળે વિગતથી ચર્ચવાની જરૂર ધારી છે. બાષ્પ–વરાળ–ના ગુણો સંબંધી બ્લૅક નામના ગ્લાસગોના રસાયનવિદ્યાના અધ્યાપકનું કામ સૈદ્ધાન્તિક અને ઔદ્યોગિક બંને દૃષ્ટિએ ઘણું અગત્યનું છે. બરફનું પાણી થતાં અને પાણીની વરાળ થતાં ઉષ્માનો અમુક ભાગ લુપ્ત થાય છે એ તેણે અનેક રીતે સિદ્ધ કર્યું હતું. બરફ અને પાણીને ભેગાં રાખીને નીચેથી તપાવવામાં આવે તોપણ જ્યાં સુધી બરફનો ટુકડો પણ હશે ત્યાં સુધી આ પાણીની ઉષ્માનું માપ 0°C કરતાં વધશે નહિ; તેવી જ રીતે પાણીને ખૂબ ગરમ કરીને ઉકાળ્યા પછી અને તેમાંથી વરાળ નીકળ્યા પછી પણ વધારે ગરમ કરવાથી પાણીનું ઉષ્મામાપ ૧૦૦° C કરતાં વધારે ઊંચું ચઢશે નહિ. આ ઘટનાનું કારણ શોધતાં બ્લૅકને લાગ્યું કે વધારાની ઉષ્મા લુપ્ત થઇ જાય છે; અને તેવી જ રીતે વરાળ–બાષ્પ–નું પાણી થતાં તેમાંથી આટલી ઉષ્મા બહાર પડે છે. આ શોધ તેના મિત્ર વૉટને ઘણી ઉપયોગી થઇ પડી; કારણ કે તે સમયે વૉટે એક જૂના વરાળયંત્રની મરામતનું કામ હાથમાં લીધું હતું. વૉટ (૧૭૩૬–૧૮૧૯) નાનપણમાં આળસુ, રમતિયાળ અને માંદલો હતો. તેનું ચિત્ત ભણવામાં ન હતું. ચહાદાનીમાંથી નીકળતી વરાળને ચમચાવતી દાબી જોવાના પ્રયોગ જેવી રમત કરવામાં તેનું ધ્યાન રહેવાથી તેની મા તરફથી ઠપકો મળતો દર્શાવનારું ચિત્ર પ્રસિદ્ધ છે. મોટા થયા પછી નાનાં મોટાં યંત્રો અને ખાસ કરીને ખગોળ અને ગણિતનાં યંત્રો બનાવવાનું કામ તે કરતો અને તેની બુદ્ધિ અને યાંત્રિક જ્ઞાન એટલાં તો ખીલ્યાં હતાં કે ત્યાંની યુનિવર્સિટીના ઘણા અધ્યાપકો તેની પાસે વિવેચન અને વાતો કરવા જતા. આવા

એક પ્રસંગે બ્લૅકની શોધ ઉપર વિચાર કરતાં વૉટને લાગ્યું કે જૂની પદ્ધતિનાં વરાળયંત્રોમાં માથાકૂટ અને વ્યર્થ વ્યય બહુ હતાં; પીસ્ટન ઊંચો ગયા પછી તેને નીચે લાવવાને માટે આખું વરાળનું સીલીંડર ઠંડું કરવું પડતું હતું તેમાં ઉષ્માનો નાશ થતો હતો–એક રતલ વરાળને ઠંડી કરવામાં ૭ રતલ પાણીની જરૂર પડે છે તે જાણીને આ સીલીંડરને ઠંડું કરવાને બદલે તેમાંની વરાળ બીજા વાસણમાં લઇ જઇને ઠંડી કરવામાં આવે તો તેમાં ઉષ્માનો બચાવ થાય, બળતણનો બચાવ થાય, અને યંત્ર અટકયા વગર વધારે સારી રીતે ચાલી શકે. આ શોધનો લાભ લઇને વૉટ અને તેના જેવા જ ઉદારવૃત્તિવાળા તેના ભાગીદાર બોલ્ટને નવી પદ્ધતિનાં વરાળયંત્રો બનાવવાં શરૂ કર્યાં. વૉટે વરાળયંત્રનું શોધન કર્યું નથી પરંતુ તેમાં સુધારા દાખલ કર્યા છે એ વાતથી તેના કાર્યની મહત્તા ઓછી થતી નથી. કારણ કે તેની શોધ વગર વરાળયંત્રોથી આગગાડીઓ, કાપડ સુતરનાં કારખાનાં અને વહાણો સ્ટીમરો ચલાવી શકાત નહિ અને નવા ઔદ્યોગિક પરિવર્તનનાં બીજાંકુરો ઉદ્‌ભવી શકત નહિ.

## બેન્જામીન ફ્રૅંકલીન

ઉષ્માશાસ્ત્ર કરતાં વીજશાસ્ત્રથી આ ઔદ્યોગિક પરિવર્તનમાં ઓછું કાર્ય થયું નથી. બેન્જામીન ફ્રૅંકલીન (૧૭૦૬–૧૭૯૦) એક ચરબીના વેપારીનો છોકરો હતો. તેણે નાનપણમાં ઘણી હાડમારી વેઠયા પછી તેના ભાઇના ત્રાસથી નાસીને જુદું છાપખાનું કાઢયું હતું. તેને ૪૦ વર્ષની ઉંમર સુધી વિજ્ઞાનમાં નવી શોધ કે નવું કામ કરવાને ફુરસદ મળી ન હતી, જો કે તેટલા વર્ષ સુધીમાં તેણે ખંત, મહેનત અને અભ્યાસથી જ્ઞાન મેળવવાનું કામ ચાલુ રાખ્યું હતું. પદાર્થ વીજમય થાય છે ત્યારે તેમાં ધન અથવા ઋણ જાતની વીજ કયાંથી આવે છે તે સમજાવવા માટે બે જુદી જાતના પ્રવાહને બદલે એક જ પ્રવાહની કલ્પના તેણે સિદ્ધ કરી હતી. પરંતુ તેનું એક મોટું કાર્ય તો આકાશમાં થતી વીજળીના ચમકારા અને

સાધારણ ક્રિયાથી ઉત્પન્ન કરવામાં આવતી વિદ્યુત એ એક જ છે તે સિદ્ધ કરવાનું હતું. આ વાત આપણને અત્યારે તો સ્વતઃસિદ્ધ લાગે છે, પરંતુ તે વખતે લંડનની રોયલ સોસાઇટી ઉપર આ વિષે લેખ મોકલ્યો ત્યારે તેની હાંસી કરવામાં આવી હતી. તેણે એમ પ્રતિપાદન કર્યું હતું કે (૧) વીજળીના ચમકારા અને વિદ્યુતના તણખા બંનેના પથ વાંકાચૂંકા હોય છે. (૨) વીજળી અને વિદ્યુત એ બંનેથી વસ્તુઓ બળી જાય છે. (૩) બંનેથી ધાતુઓ ઓગળી જાય છે અને બંનેથી પ્રાણીઓ મરી જાય છે. (૪) જેમ અણીવાળા પદાર્થો તરફ વિદ્યુત એકઠી થાય છે—આકર્ષાય છે, તેમ જ વીજળી મિનારાઓ, ઝાડની ટોચ ઉપર અને પર્વતના શિખર ઉપર પહેલી પડે છે. આ પ્રમાણે ગુણો સરખા હોય તો પછી આકાશની વીજળી અને કૃત્રિમ વિદ્યુત બંનેનું અંતિમ સ્વરૂપ એક જ હોવું જોઇએ; અને જેવી રીતે વિદ્યુત ત્રાંબાના તાર કે સળિયામાં જલદીથી સંવહન કરે છે તેવી જ રીતે આ આકાશી વીજળીને પણ તાંબાના સળિયા વતી જમીનમાં ઉતારી દેવામાં આવે તો દર વર્ષે મકાનોને અને બીજી વસ્તુઓને થતું નુકશાન બચાવી શકાય. પરંતુ આ વિચાર તે સમયે રોયલ સોસાયટીના વિદ્વાન સભ્યોને ગમ્યો નહિ અને ઊલટું ફ્રેન્કલીનની મશ્કરી થઇ. પણ આથી નિરાશ ન થતાં પ્રત્યક્ષ પ્રયોગ કરીને આકાશની વીજળી નીચે લાવવાને માટે તેણે તૈયારી કરીઃ રેશમી કપડાનો ટુકડો કરતાં પણ મોટો પતંગ બનાવી તેને ઉપરના છેડે અણીવાળો લોખંડનો ટુકડો જડીને સાધારણ સુતરની દોરી વતી આ પતંગ એક તોફાની અને વર્ષાદવાળી સવારે ઊંચે આકાશમાં ચઢાવ્યો. આ દોરીને છેડે એક કૂંચી બાંધી અને કૂંચીના છેડા ઉપર રેશમી દોરો બાંધ્યો કે જેથી એકઠી થયેલી વીજળી નાસી જાય નહિ. આ પ્રમાણે તૈયારી કરીને અને પતંગની દોરીને ઝાડે બાંધીને ફ્રેન્કલીન અને તેનો છોકરો એકાંતમાં બેઠા. થોડીવાર પછી સખત ઝાપટું આવ્યું, દોરી અને

પતંગ ભીનાં થઈ ગયાં, અને એકાદ બે વીજળીના ચમકારા થયા.. પછી દોરી ઉપરની રુવાંટી ઊભી થઇ ગઇ. ફ્રેન્કલીનને સંતોષ થયો કે તેનો પ્રયોગ સફળ થયો હતો. કૂંચીને પોતાની આંગળી લગાડતાં તેમાંથી તણખો નીકળ્યો અને થોડીવાર પછી તેણે કૂંચીમાંથી તેના શરીરમાં વિદ્યુતના તણખા જોયા. હવે ભલેને રોયલ સોસાયટીના સભ્યો હસે અથવા હાંસી કરે, પરંતુ ફ્રેન્કલીને આકાશની વીજળીને નીચે ઉતારી હતી, અને આ વીજળીનું અને કૃત્રિમ વિદ્યુતનું સ્વરૂપ અને ગુણ એક જ છે એ સિદ્ધ કર્યું હતું. ત્યારપછી, તેના ઘરમાં આ વીજળી આકાશમાંથી ભેગી કરવાનું યંત્ર બનાવ્યું હતું: અને તે શોધ પછી જ મોટાં મકાનોની ટોચને ત્રાંબાની પટીથી મઢીને વીજળીના કોપથી રક્ષિત કરવાનો રિવાજ શરૂ થયો છે.

### ગૅલ્વેની અને વૉલ્ટા

જે સમયમાં ફ્રેન્કલીને આકાશની વીજળી અને કૃત્રિમ વિદ્યુત (જે કાચ અને રેશમ અથવા ચામડું ઘસવાથી, અથવા તો લાખ યા કેરબો અને ઊન ઘસવાથી ઉત્પન્ન થાય છે) એ બે એક જ પ્રકારની છે તે સિદ્ધ કર્યું, તે જ સમયે ગૅલ્વેની (૧૭૩૭–૧૭૯૮)-એ પ્રાણીઓમાં રહેતી પ્રાણીજ વિદ્યુતની અને વૉલ્ટાએ (૧૭૪૫–૧૮૨૭) ધાતુઓમાંથી નીકળતી ધાતુજ વિદ્યુતની શોધ કરી હતી. આ પ્રમાણે દેડકાના પગના મજ્જાતંતુઓ બહારના કોઈ પણ સંસ્કાર સિવાય વિદ્યુતપ્રવાહને ઉદ્‌ભાવી શકે છે; વૉલ્ટાએ જસત અને ત્રાંબું એ બે ધાતુના કકડાને સાથે રાખવાથી તેમાંથી વિદ્યુત-પ્રવાહ ઉત્પન્ન થાય છે એ બતાવી આપ્યું હતું. જીભની ઉપર અને નીચે ત્રાંબાનો પૈસો અને જસતનું ગોળ ચકતું સાથે રાખવાથી આ વિદ્યુતપ્રવાહનો અનુભવ આપણને મળી શકે છે; આ વિદ્યુતપ્રવાહ પ્રાણીમાંથી ઉત્પન્ન થાય છે કે ધાતુમાંથી ઉત્પન્ન થાય છે તે વિષે ગૅલ્વેની અને વૉલ્ટા વચ્ચે ઘણો વિવાદ થયો હતો; પરંતુ તેઓ બંને ખરા હતા અને બંને જાતની વિદ્યુત ઉત્પન્ન થઇ શકે.

છે તે વાત પછીથી સિદ્ધ થઇ હતી. વોલ્ટાની શોધનો પાછળથી ઘણી રીતે વિકાસ થયો છે. બે ધાતુની વચ્ચે ફક્ત પાણીને બદલે તેજાબવાળું પાણી રાખવામાં આવે તો આ વિદ્યુતપ્રવાહ સહેલાઇથી પ્રદીપ્ત થઇ શકે છેઃ તેમાં પણ બે ધાતુના એક કોષને બદલે આવી કોષમાલા તૈયાર કરવામાં આવે તો તેમાંથી એટલો બધો પ્રબળ પ્રવાહ નીકળી શકે છે કે તેમાંથી તણખા અને પ્રકાશ પણ દેખાય છે. આ શોધમાંથી હાલના જમાનાના વીજળીના દીપક અને વીજળીના તારવાળા અને તાર વગરના ટેલીગ્રાફ અને ટેલીફોનની શરૂઆત થઇ છેઃ ત્યાર પછી વીજળી મેળવવાનાં યંત્રો અને વિદ્યુતની અનેક શોધ અને અન્વેષણ થયાં છે. પરંતુ વીજવિદ્યાના આદ્ય ઉપાસકોમાં ન્કલીન, ગેલ્વેની અને વોલ્ટાનાં નામ ભૂલી જવાં જોઇએ નહિ.

### વીજવિદ્યાનાં સૈદ્ધાન્તિક પરિણામો

વીજવિદ્યાના અભ્યાસથી મનુષ્યને અનેક લાભ થયા છે. આધિભૌતિક સુખ અને આરામ, દીપક અને પંખાઓ, તારના સંદેશા, ટ્રામ, ગાડી અને વ્યવહારનાં સાધનો, ઔદ્યોગિક બળ વગેરે અનેક પરાક્રમોથી વીજવેત્તાઓએ જનસમાજને ઉપકૃત કર્યો છે. પરંતુ આ લાભના કરતાં મનુષ્યની અંતિમ સત્ય શોધવાની મહત્ત્વાકાંક્ષાને સંતોષનારી સૈદ્ધાન્તિક શોધની કિંમત ઘણી જ વધારે છે. દ્રવ્યનું બંધારણ કેવા પ્રકારનું છે, એ પ્રાચીન પ્રશ્નનો ઉત્તર છેલ્લા ત્રીસ વર્ષમાં જે સફળતાથી મળ્યો છે તેનું એક કારણ વીજવિદ્યાનો ઊંડો અભ્યાસ છે. અણુવાદ પ્રાચીન સમયથી પ્રચલિત છે પરંતુ તેનું ભૌતિક દૃષ્ટિએ સમર્થન અને આ અણુનું સ્પષ્ટ દર્શન, વીજવિદ્યાના અભ્યાસ પહેલાં અશક્ય હતું. ઈ. સ. ૧૮૯૫ પહેલાં જ્ઞાનની સરહદ બંધાઇ ગઇ હોય એમ લાગતું હતું, અને તે વખતે કોઇ પણ સિદ્ધાન્તો નવા શોધવાના બાકી રહ્યા હોય એમ દેખાતું ન હતું. પરંતુ થોડા જ સમયમાં પ્રાણીના દ્રવ્યમાંથી વિદ્યુતપ્રવાહ પસાર થવાથી થતા ફેરફારો, વાયુની નળીઓમાંથી

વિદ્યુતપ્રવાહ પસાર થતાં તેમાંથી નીકળતા રોજન્જન કિરણો, કેથોડ કિરણો, ક્ષ–કિરણો, અને રેડિયમની શોધ અને તેમાંથી નીકળતાં કિરણો અને ઉપરનાં કિરણોનું સામ્ય–એ બધી ઘટનાઓના અભ્યાસથી દ્રવ્ય અને વિદ્યુતના સ્વરૂપ અને બંધારણ વિષે વિદ્વાનોના વિચારો બદલાઈ ગયા અને લગભગ દશ વર્ષમાં આ વિષયમાં વિપ્લવમય પરિવર્તનનો અનુભવ થયો.

## જલમય દ્રવણમાં વિદ્યુતનો પ્રવાહ

જુદા જુદા રાસાયનિક પદાર્થોને પાણીમાં ઓગાળીને આ દ્રવણમાં વિદ્યુતપ્રવાહ પસાર થવાથી રાસાયનિક પદાર્થોના ધન અને ઋણ એ બે ભાગ પડી જાય છે. ત્રાંબુ, રૂપું કે સોનું એમાંથી કોઇપણ ધાતુના ક્ષારનું પાણીમાં દ્રવણ લઇને તેમાંથી વીજ–પ્રવાહ પસાર કરવાથી ઋણ છેડા ઉપર આ ધાતુ છૂટી પડે છે, આનો ઉપયોગ ઢોળ ચઢાવવામાં થાય છે ઋણ તારા ઉપર આ ધાતુઓ ચઢતી હોવાને લીધે એમ સિદ્ધ થાય છે કે આ ધાતુઓના કણો ઉપર ધનવિદ્યુત લાગેલું હોવું જોઇએ; આ વીજવાળા જલમય કણોને "આયન"નું નામ આપવામાં આવે છે. "આયન" બે પ્રકારનાં હોઈ શકે–ધન અને ઋણ. ક્ષારોનાં દ્રવણના વર્તનની સમજુતી માટે આ "આયોનિક" સિદ્ધાન્ત ઘણો જ ઉપયોગી થઈ પડયો છે. સાધારણ મીઠાનું રાસાયનિક નામ સોડયમ ક્લોરાઇડ કહેવાય છે, તેના દ્રવણમાં વિદ્યુતપ્રવાહ દાખલ કરવામાં આવે તો ધન છેડા ઉપર ક્લોરીન વાયુ તાત્વિક રૂપમાં છૂટો પડશે અને ઋણ છેડા ઉપર સોડિયમ ધાતુ છૂટી પડીને તેનું રૂપાંતર થઈ જશે, આ પ્રમાણે થયેલું દ્રવણ તેમાંના ક્લોરીનને લીધે કારખાનાઓમાં નિખાર કાઢવાને માટે–બ્લીચીંગ માટે–વપરાય છે. આ "આયનો" નરી આંખે જોઈ શકાય છે; ત્રાંબાના "આયનો"નો રંગ લીલાશ પડતો હોય છે, તેવી જ રીતે ક્રોમાટના "આયનો" અને ક્રોમેટનાં "આયનો"ની ગતિ તેમના રંગને

સીધે સ્પષ્ટ જોઇ શકાય છે. આ "આયનો" અને અણુવાદના પરમાણુમાં ફેર એટલો જ કે આ "આયનો" ઉપર વિદ્યુત લાગેલું હોય છે અને તે પાણીના દ્રવણુમાં જ રહી શકે છે.

## વાયુમાં વીજનો પ્રવાહ

પાણીનાં દ્રવણોમાંથી વીજપ્રવાહ પસાર થવાથી જેવાં "આયનો" ઉત્પન્ન થાય છે તેવાં જ "આયનો" વાયુમાંથી આ પ્રવાહ પસાર થવાથી ઉત્પન્ન થાય છે. આવાં "આયનો" સિવાય વીજનો પ્રવાહ પાણી કે વાયુમાં થઇને પસાર થઇ શકે જ નહિ. કારણ કે તે બંને વસ્તુઓમાં વીજપ્રવાહ પસાર કરવાની શકિત છે જ નહિ. જેમ દ્રવણુમાં ધન અને ઋણ જાતનાં "આયનો" જુદા જુદા છેડે છૂટા પડે છે તેવી જ રીતે વાયુમાં વિદ્યુત પસાર કરવાથી લગભગ તેવી જ ઘટના જોવામાં આવે છે. વાયુનું દબાણ ઓછું કરવાથી ધન છેડેથી અને ઋણ છેડેથી જુદી જુદી જાતનાં કિરણો દેખાય છે. ધન છેડેથી નીકળતાં કિરણોમાં ધનવિદ્યુત હોય છે; તેઓ ફકત સીધી દિશામાં જ જઇ શકે છે, પણ વિદ્યુત અને ચુંબકતત્ત્વની અસરથી આ દિશા બદલી શકાય છે. આ વિપથગમન માપવાથી તેમની ગતિ અને ઘનતાનું માપ લઇ શકાય છે, તે ઉપરથી એમ સિદ્ધ થયું છે કે આ ધનકિરણો છૂટક પરમાણુઓનાં બનેલાં હોય છે અને આ રીતે તેમના પરમાણુભારાંકનો નિર્ણય થઇ શકે છે; આ પ્રમાણે પરમાણુના પ્રત્યક્ષ દર્શનનો-જોવાનો નહિ તો તેમના ગુણો અનુભવવાનો લાભ મળે છે.

## દ્રવ્ય વીજમય છે.

ઋણ છેડા ઉપર નીકળતાં "કેથોડ કિરણો" વધારે વિલક્ષણ છે. આ કિરણો સંગીન વસ્તુઓ ઉપર પડે છે ત્યારે તેમાંથી રૉન્જન્ત કિરણો અથવા ક્ષ-કિરણો નીપજે છે. ધન કિરણોમાં ધન વીજવાળાં પરમાણુ હોય છે, તેમ આ ઋણ કિરણોમાં ઋણ-વીજવાળા વીજાણુઓ હોય છે. તેઓ પણ ફકત સીધી દિશામાં

જઈ શકે છે: અને વિદ્યુત અને ચુંબક ક્ષેત્રની અસરથી તેમના પથની દિશા બદલી શકાય છે. આ વિપથગમનના માપથી એમ સિદ્ધ થયું છે કે આ ઋણકિરણો છૂટક વીજઅણુઓના બનેલા હોય છે. તેમની ગતિ સેકન્ડના ૧૮૦૦૦ માઇલ જેટલી એટલે પ્રકાશનાં કિરણોના કરતાં દસમા ભાગ જેટલી જ છે અને તેમનું વજન ઘણું જ હલકું છે. સર્વથી હલકા ગણાતા હાઇડ્રોજન (જલવાયુ), જેનો અણુભારાંક એક જ ગણાય છે તેના આઠસોમા ભાગ જેટલું જ તેનું વજન છે. ધનકિરણોમાં મળી આવતા પરમાણુઓના ગુણો, અને પરમાણુભારાંક પ્રયોગમાં વપરાયેલા વાયુની સાથે બદલાય છે, પરંતુ ઋણકિરણોના વીજાણુઓ તો નિશ્ચિંત અને નિર્વિકાર સ્વરૂપનાં છે. ગમે તે વાયુ વપરાય અને ગમે તેવી રીતે પ્રયોગ કરવામાં આવે તો પણ આ ઋણકિરણોમાં વીજાણુનું સ્વરૂપ સ્થાયી રહે છે. બધાં રાસાયનિક તત્ત્વોમાં આ વીજાણુ રહે છે અને તેમનામાં રહેલો વિદ્યુતનો અંશ એ ઋણ વિદ્યુતનો નાનામાં નાનો અંશ-એકમ હોવો જોઇએ એમ સિદ્ધ થાય છે. આ વીજાણુ એક ઘણી જ વિલક્ષણ વસ્તુ છે: તે દ્રવ્યમાત્રના તેમ જ શકિતના અંતિમ બંધારણનું કારણ છે-વિશ્વરચનાની અંતિમ ઇંટો છે-એમ કહી શકાય. આ વીજાણુની ગતિ વધારીએ તો તેનું વજન-ઘનતા* પણ વધે છે અને તેથી દ્રવ્યના વજનમાં આ વિદ્યુતનો ભાગ નાનો ન કહી શકાય. કેટલાએક વૈજ્ઞાનિકો તો એમ કહે છે કે આ વીજાણુ દ્રવ્ય અને શકિતની એકતા દર્શાવે છે. પછી ત્યારે તમારે વિશ્વને કેવળ જડ દ્રવ્યનું બનેલું અથવા તો કેવળ વીજમય શકિતનું બનેલું ગણવું હોય તો ગણો.

## રેડિયમવિદ્યા

આ સંબંધમાં રેડિયમની શોધ અને તેમાંથી નીકળતા

* Mass

નિ:સરણુ (એમેનેશન) વગેરેનો અભ્યાસ ઘણો જ રસમય અને ઉપયોગી છે. ૧૮૯૬ થી ૧૮૯૮ ના વર્ષોમાં આ સંબંધી મુખ્ય શોધખોળ થઇ હતી. તેમાં માદામ કયુરી નામના ફ્રેન્ચ સ્ત્રીવૈજ્ઞાનિકને હાથે થયેલી રેડિયમ તત્ત્વની શોધ એ અથાગ મહેનત અને બારીક નિરીક્ષણનું પરિણામ હતું. ત્યારપછી રેડિયમમાંથી નીકળતા નવા પદાર્થો તત્ત્વોની શોધ પ્રતિવર્ષે થતી આવે છે. રેડિયમમાંથી ઉત્પન્ન થતા પદાર્થોમાં વાયુમય નિ:સરણો ઘણાં જ અગત્યનાં છે. આ વાયુમય નિ:સરણો આલ્ફા, બીટા, ગૅમા કિરણો વગેરે નામોથી ઓળખાય છે; તેમાંથી બે જાતનાં કિરણો ઉપર વર્ણવેલા ધન- અને ઋણ-કિરણોને મળતાં આવે છે. તેમના ગુણો અને વર્તનથી એમ સિદ્ધ થાય છે કે ઋણુકિરણો ઋણુ વીજાણુઓનાં બનેલાં હોય છે અને ધનકિરણો ધન પરમાણુઓના બનેલા હોય છે. ધનકિરણોમાં હીલિયમ વાયુના પરમાણુ હોય છે એમ સિદ્ધ થયું છે. હવે રેડિયમમાંથી આ પ્રમાણે ઋણુ વીજાણુઓ અને હીલિયમની નિષ્પત્તિ થાય છે તે વખતે મોટા રાસાયનિક ફેરફાર થાય છે અને તેમાંથી એટલી બધી ઉષ્મા નીકળે છે કે જે ભાગ્યે બીજા કોઇપણ રાસાયનિક કાર્યમાં ઉદ્ભવતી હોય; આ રેડિયમમાંથી નીકળતાં તત્ત્વોનો અને સ્વત: રેડિયમ જે બીજાં તત્ત્વોમાંથી બની શકે છે તેમનો સંબંધ ઘણો જ વિચક્ષણ છે; યુરેનિયમ નામના મૂળતત્ત્વ-માંથી નવાં મૂળતત્ત્વો બને છે એ ઘટના રસાયનશાસ્ત્રના સાધારણ સિદ્ધાન્તોથી તદ્દન નવા જ પ્રકારની છે. સર વીલિયમ રેમ્સેએ જ્યારે રેડિયમમાંથી હીલિયમ ગૅસ બને છે એ શોધ કરી, ત્યારે તેને એક તત્ત્વમાંથી બીજું તત્ત્વ પેદા થાય છે એ વિચાર જ એટલો બધો વિપ્લવમય લાગ્યો હતો કે તે શોધ ફરી ફરીને તપાસીને ખાત્રી કર્યા પછી જ બહાર પાડી હતી. હવે આ ઘટના-ઓની સમજૂતી સારી રીતે મળી ગઇ છે અને રેડિયમ અને તે સમૂહનાં તત્ત્વો સ્થાયી નથી પરંતુ તેમના પરમાણુઓ સહેલાઈથી

વિભાજિત થઇ શકે છે એમ મનાય છે. આ પરમાણુભંગવાદ બધી જાણીતી બાતમીની સમજૂતી આપી શકે છે. રેડિયમ સમૂહનાં તત્ત્વોના પરમાણુઓમાંથી એકાદ પરમાણુ દરેક કલાકમાં વિભાજિત થાય છે; આ વિભાજનમાં ઘણી જ ઉષ્માશક્તિના આવિર્ભાવની સાથે હીલિયમ નામનો વાયુ છૂટો પડે છે અને તેની સાથે નવાં તત્ત્વો બને છે. હીલિયમનો પરમાણુભારાંક ૪ છે, અને હીલિયમના એક અથવા બે પરમાણુ છૂટા પડવાથી નવાં તત્ત્વોનો આવિર્ભાવ થાય છે તે નીચે પ્રમાણે દર્શાવી શકાય:

| | | | |
|---|---|---|---|
| | હીલિયમના બે અણુ=૮ | હીલિયમનો એક અણુ=૪ | હીલિયમના ચાર અણુ=૧૬ |
| યુરેનિયમ, ૨૩૮.૫ | આયોનિયમ ૨૩૦.૫ | રેડિયમ, ૨૨૬.૫ | પોલોનિયમ— ૨૧૦.૫ |

નવાં તત્ત્વોની નીચે તેમના પરમાણુભારાંક દર્શાવવામાં આવ્યા છે અને તે દરેકની વચ્ચે ચાર અથવા ચારના ગુણાકાર જેટલું અંતર રહે છે. એમ ગણત્રી કરવામાં આવી છે કે રેડિયમનું અમુક વજન આવી રીતે અઢી હજાર વર્ષમાં અડધું થઇ જશે. તે દરમિયાન તેમાંથી અગણિત શક્તિનો આવિર્ભાવ થઇ જશે અને તેમાંથી કેટલાએક નવા પદાર્થો અને તત્ત્વો નીપજશે! રેડિયમમાંથી લીથિયમ અને ત્રાંબું બને છે એ ઘટના ઘણી જ આશ્ચર્યજનક ગણી શકાય. ત્રાંબામાંથી રૂપું, અને રૂપામાંથી સોનું, અને પારામાંથી સોનું બનાવવાને પારસમણિ શોધવાને કીમિયાગરો અનેક દેશોમાં હજારો વર્ષોથી નિષ્ફળ મહેનત કર્યા કરે છે; પરંતુ રેડિયમનાં સ્વયંભૂ રૂપાંતરો જોઇને કીમિયાગીરીની શકયતા વિષે કાંઇક આશા ઉપજે છે. પારાના અને સોનાના અણુભારાંકમાં બહુ ફેર નથી. પારદના પરમાણુભારાંક (૨૦૦.૬) અને સોનાના પરમાણુભારાંક (૧૯૭.૧) વચ્ચે ફક્ત ૩.૪નો ફેર છે: આ ફેર લગભગ હીલિયમના પરમાણુભારાંક (૪) ના જેટલો છે,

અને તેથી રેડિયમ સમૂહના પરમાણુભાગ પ્રમાણે પારદમાંથી સોનું બની શકવાના સંભવ ઓછા નથી. ૧૯૨૬ ની આખરમાં નવી શોધ બહાર આવી હતી કે હાયડ્રોજનમાંથી હીલિયમ પ્રાપ્ત થઇ શકે છે. ૧૯૪૬ માં શોધ પ્રસિદ્ધ થઇ છે કે પારાની બારીક ફિલ્મ જેવી પાતળી સપાટી ઉપર અતિગતિમાન અણુઓને ફેંકવાથી તેમાંથી સોનું બને છે: આ પ્રમાણે કીમિયાગરોનાં સ્વપ્નાં સાચાં પડ્યાં છે. પરંતુ તે પ્રમાણે સોનું બનાવવાનું ઘણું મોઘું પડે, અને તે ઉપરાંત અર્વાચીન ભૌતિક વિજ્ઞાનીઓ આ ધંધા કરતાં વધારે અગત્ય દ્રવ્યની રચના સંબંધી જ્ઞાન મેળવવાને આપે છે.

એક તત્ત્વમાંથી બીજાં તત્ત્વોનું રૂપાન્તર થાય છે, એ ઘટનાને લીધે તત્ત્વની વ્યાખ્યાને મૂળથી જ ફેરવવી પડશે. અને તેનાં બીજાં કારણો પણ છે. એક જ તત્ત્વ જુદાં જુદાં રૂપમાં રહી શકે છે એ આપણે જાણીએ છીએ પરંતુ એક જ પરમાણુભારાંકવાળાં જુદાં જુદાં તત્ત્વો હોઇ શકે છે એ ઘટના પણ ઘણી વિચિત્ર છે. તદ્‌ગુણી × અને તદ્‌વજની + એ નવી જાતનાં તત્ત્વોની શોધથી દ્રવ્યના બંધારણ અને પરમાણુની રચના વિષે નવું જ્ઞાન પ્રાપ્ત થયું છે. હાયડ્રોજનના સાધારણ ૭ હજાર પરમાણુઓમાં એક જ પરમાણુ આવું ભારે હોય છે અને તેના પરમાણુભારાંક એક નહિ પણ બે હોય છે. તેવા ભારે હાયડ્રોજનમાંથી ભારે પાણી બને છે; અને આ ભારે પાણીની ઘનતા ૧૧૦૦, ઊકળવાનું બિંદુ ૧૦૧.૪, અને ઠરવાનું બિંદુ ૩.૮૦—સાધારણ પાણીની ઘનતા ૧૦૦૦, ઊકળવાનું બિંદુ ૧૦૦.૦ ઠરવાનું બિંદુ ૦.૦ છે તેના કરતાં જુદાં-ઊંચાં હોય છે અને આ ભારે પાણી પ્રાણીજીવનને નુકસાન કરે છે.

## રેડિયમ અને પરમાણુવાદ

રેડિયમની શોધથી પરમાણુવાદ તૂટી જતો નથી. દ્રવ્યના

× *Isotope* + *Isobare*

નાનામાં નાના કણ તરીકે અણુની કલ્પના વાયુની ગતિ અને આયતન વગેરેની તપાસમાં ઉપયોગી થઇ છેઃ તેવી જ રીતે રાસાયનિક તત્ત્વોના નાનામાં નાના કણ પરમાણુ છે એ કલ્પના ઘણી જ ઉપયોગી અને ફલપ્રદ છે. રેડિયમની શોધથી એટલું થયું કે આ પરમાણુઓ જે અવિભાજ્ય ગણાતા હતા તેમનાં આ લક્ષણને અપવાદ મળ્યા છેઃ તે છતાં સાધારણ રાસાયનિક સંયોજનમાં પરમાણુ એ સંયોજનના એકમ છે અને આ સંયોજનમાં પરમાણુભારાંક વિના ચોક્કસ ગણત્રી થઇ શકે નહિ. વળી રેડિયમ સમૂહનાં અસ્થિર ગણાતાં તત્ત્વોના પણ પરમાણુભારાંક સુનિશ્ચિત છે. આ પ્રમાણે પરમાણુવાદમાં જરા ફેરફાર થવા છતાં પણ મૂળ સિદ્ધાન્ત કાયમ રહ્યો છે. એટલું જ નહિ પણ રેડિયમ ક્રિયાના અભ્યાસથી પરમાણુની રચના અને પરમાણુના લક્ષણ વિષે વધારે ખાત્રી થતી જાય છે. અણુનું કદ એટલું નાનું છે કે તેનો તર્ક પણ આપણાથી થઇ શકે નહિઃ એક ઇંચનો ત્રીસ કરોડમો ભાગ આપણાથી જોઈ શકાય તો આપણને અણુનો ખ્યાલ આવે. અણુના કરતાં પરમાણુ પણ ઘણા જ નાના હોય અને તેથી તે જોઇ શકાય નહિ. પરંતુ હીલિયમ વાયુના કણો જોઇ શકાય એવી ઘટના રેડિયમ-ક્રિયાની શોધખોળમાં મળી આવી છે. હીલિયમના પરમાણુઓ રેડિયમમાંથી છૂટા પડે છે તે વખતે તેમનામાં ધનવીજનો અંશ હોય છે. આ ધનવીજથી હીલિયમના પરમાણુઓની ગતિનું આપણને ભાન થઇ શકે છે.

ભૌતિકશાસ્ત્રમાં અજબ શોધો થઇ છે. અણુ, પરમાણુ અને વીજાણુની ઉત્પત્તિ, અને બંધારણ સંબંધી અને તેમાંથી પ્રોટોન, પોઝીટ્રોન, મેસીટ્રોન, ન્યૂટ્રોન, ડયૂટ્રોન, વગેરે અગત્યના નવા સૂક્ષ્માણુઓ, અને વિશ્વરશ્મિ જેવાં નવા પ્રકારનાં કિરણો અને અણુબોમ્બની શોધ એ પણ વિપ્લવકારક શોધો ગણી શકાય.

છેલ્લી શોધો પ્રમાણે દ્રવ્યમાત્ર બે પ્રકારના પરમાણુઓનું બનેલું

છે એમ ગણાય છે, તે બ'ને જડ નહિ પણ વીજમય હોવાથી હવે દ્રવ્યને જડ કહી શકાય નહિ. દ્રવ્યમાત્રમાં ધન અને ઋણ વીજ સરખા પ્રમાણમાં હોવાને લીધે આ વીજમય દ્રવ્ય ભલેને જડ જેવું લાગે, પણ અ'દર તો ધનવીજ વાળો ભાગ, પ્રોટોન અને ઋણવીજ વાળો ભાગ, વીજાણુ–ચૈતનમય હોવા છતાં સ'પીને રહે છે. પ્રોટોનના કણ વધારે ભારે–વીજાણુ કરતાં લગભગ ૧૮૪૭ ગણા ભારે હોય છે. વળી પરમાણુમાં પ્રોટોન અને વીજાણુની ગોઠવણ વિલક્ષણ હોય છે પ્રોટોનના કણ અને અડધા વીજાણુઓના કણ સ'ઘટિત થઈને મધ્યબિ'દુ+માં રહે છેઃ અને બાકીના અડધા વીજાણુઓ સૂર્યની પ્રદક્ષિણા કરતા ગ્રહોની માફક ફરતા રહે છે. આ છૂટા વીજાણુઓની સ'ખ્યા ગણી શકાય છે અને તેના ઉપરથી પરમાણુભારાંકની સ'ખ્યાં નક્કી થાય છે. સાધારણ મીઠામાં રહેલા ક્લોરીનની રચના જાણવા જેવી છે. તેમાં ૩૫ પ્રોટોન અને ૩૫ વીજાણુઓ હોય છે, તેમાંથી ૩૫ પ્રોટોન અને ૧૮ વીજાણુઓ સ'ઘટિત સ્વરૂપમાં ધનવીજ સાથે રહે છેઃ અને ૧૭ વીજાણુઓ ઋણવીજ સાથે ફરતા રહે છે. આ પ્રમાણે બધાયે તત્વોના પરમાણુભારાંકની સમજૂતી મળે છે. હવે પરમાણુ–ઓમાંથી મધ્યબિ'દુઓ તેમ જ વીજાણુઓને છૂટા પાડી શકાય છે. પણ છૂટા પડતી વખતે તેમાંથી પ્રચ'ડ શક્તિ ઊપજે છે જેનો ઉપયોગ પરમાણુબૉમ્બ બનાવવામા થયેલો છે, અને જેને વધારે લાભકારક રૂપમા પરિવર્તન કરવાને વૈજ્ઞાનિકો મથે છે. આ પરમાણુશક્તિ હીરોશીમા અને નાગાસાકી જેવાં શહેરોના નાશમાં વપરાવાને બદલે યન્ત્રો ચલાવવામાં કે રોગનિવારણમાં વાપરવાને માટે આંતરરાષ્ટ્રીય અને દરેક દેશની રાજ્યસ'સ્થાઓ પ્રય'ન કરી રહી છે. તેમાં સફળતા મળેથી વિશ્વનાં કલ્યાણના સાધનોમાં વૃદ્ધિ થશે જ.

અણુવિભાજનનું કાર્ય રોગનિવારણમાં વપરાવાનું શરૂ થઈ ગયું છે. યુરેનિયમ, થેરિયમ, અને રેડિયમ જેવાં ભારે તત્ત્વો–

+ Nucleus

માંથી વિભાજનથી નવાં તત્ત્વો બને છે તે વાત તો ઘણા સમયથી જાણીતી છે. પરંતુ બોરોન અને પોટાશિયમ જેવા હલકા અણુભારાંક વાળાં તત્ત્વોને પણ તોડી શકાય છે. અને વિભાજક શકિત કેવળ ત્વરિત ગતિવાળા વીજાણુઓ અને પ્રોટાનમાં જ છે એવું નથી. એક પ્રોટાન અને એક વીજાણુના બંધારણવાળાં ન્યૂટ્રોન અને બે પ્રોટાન અને બે વીજાણુના બનેલા ડયૂટ્રોનના કણો પણ આ વિભાજનમાં ઉપયોગી હોય છે. વિભાજનકાર્ય સાયક્લોટ્રોન નામના નવા અદ્‌ભુત યંત્રમાં કરવામાં આવે છે. આ યંત્રમાં પારદમાંથી સોનું બની શકે છે પરંતુ તેમ ન કરતાં નવાં રેડિયમપ્રેરિત દ્રવ્યો (રેડિયમને બદલે) ઇસ્પિતાલોમાં વાપરવા માટે બનાવવામાં આવે છે. પ્રોટાન, ન્યૂટ્રોન, કે ડયૂટ્રોન જેવાં પ્રચંડ શકિતવાળાં કણોનો પ્રવાહ અમુક વસ્તુઓ ઉપર પડે તો તેમના તત્ત્વમય પરમાણુઓને વિભાજન કરીને રેડિયો-સોડિયમ, રેડિયો-ફોસ્ફરસ, રેડિયો-લોહ, રેડિયો-આયોડીન, રેડિયો-કાર્બન, રેડિયો-કેલ્સ્યમ એવા રેડિયમ પ્રેરિત ગુણોવાળા પદાર્થો બને છે; તે સોના કરતાં અત્યંત કીમતી અને ઉપયોગી હોય છે.

દ્રવ્યનું મુખ્ય બંધારણ સૂક્ષ્મતમ વીજાણુથી રચાયેલું છે એ જાણ્યા પછી છેલ્લાં ચાલીસ વર્ષમાં તે જ્ઞાનનો ઉપયોગ અસંખ્ય રીતે કરવામાં આવ્યો છે. આ વીજાણુ છૂટા પાડી શકાય છે અને તેની ગતિ અને પ્રવાહનું નિયમન કરી શકાય છે: અને તેના અભ્યાસને માટે ઇલેકટ્રોનીકસ-વીજાણુવિદ્યા નામની વિજ્ઞાનની નવી શાખા બંધાઇ છે. તેનાથી વીજળીનો પ્રવાહ જ્યાં જ્યાં વપરાય છે એ બધા ધંધામાં મહાપરિવર્તન થયું છે; ક્ષ-કિરણો ઋજુકિરણો રેડિયોના વપરાશમાં તો ઘણી રીતે આવે છે; લઘુતમ× તરંગોવાળા વીજાણુને વાપરીને "રડર" નામના પ્રખ્યાત યુદ્ધસાધનની શોધ થઇ છે કે જેથી દૂર દૂર સુધી આકાશમાં ઊડતા એરોપ્લેનની અને રેલ્વે ટ્રેનની ગતિનું જ્ઞાન મળી શકે છે. તેનો ઉપયોગ યોગ્ય રીતે કરવામાં આવે

× Ultra short

સો એરોપ્લેનો અને રેલ્વે ટ્રેનોના અકસ્માતો ઓછા થઇ શકે અથવા સદંતર બંધ થઇ શકે. આવા "રડર" યંત્રો પૂનાની વેધશાળામાં હમણાં જ મૂકવામાં આવ્યાં છે; અને તેનાથી ૬૦૦૦૦ ફીટ જેટલી ઊંચાઇ સુધી વાદળોની, વીજનાં તોફાનોની, વર્ષાદની ગતિની માહિતી અને નિરીક્ષણ મળી શકે છે, અને અતિવૃષ્ટિ કે વીજનાં તોફાનોથી બચવાને માટે સૂચના મેળવી શકાય છે. "નાયલોન" નામનું બનાવટી કાપડ બનાવવામાં, સંરક્ષક× કાચ બનાવવામાં, બહારના તાપ વગર ખોરાકને રાંધવામાં, અને પેકબંધ ખોરાક બગડી ન જાય તેને માટે બહારથી રક્ષણ કરવામાં, આવા ઉચ્ચગતિવાળા[1] તરંગો પણ ઉપયોગી થઇ પડયા છે. ધાતુઓના ઉદ્યોગમાં પણ વીજાણુવિદ્યા ઘણી ઉપયોગી થઇ પડે છે. ધાતુઓનાં પતરાંની બનાવટમાં, પતરાં જોડવાની અને સાંધવાની હિકમતમાં કાંઇપણ ખોડ ન રહી જાય તેને તપાસવા માટે નવી પદ્ધતિ પ્રમાણે ક્ષ-કિરણોનો ઉપયોગ કરવામાં આવે છે.

પરંતુ સર્વથી વધારે અગત્યનો ઉપયોગ તો વિરાટ-સૂક્ષ્મદર્શક યંત્રની શોધમાં થયો છે. સાધારણ સૂક્ષ્મદર્શક યંત્રમાં વસ્તુઓ પચાસ કે સો ગણી જ મોટી દેખાય છે; અને તેમાં ખાસ યુક્તિથી ૪૦૦ કરતાં વધારે મોટી નથી દેખાતી. પરંતુ તેથી વધારે મોટી વસ્તુઓ જોવાને માટે આપણો સાધારણ પ્રકાશ જ ઉપયોગી થતો નથી: કારણ કે તેમાંથી વધારે વિગતો કાંઇ વધુ સ્પષ્ટ દેખાઇ શકાતી નથી. જે પ્રકાશથી વસ્તુઓ સૂક્ષ્મદર્શકમાં જોવામાં આવે છે તે પ્રકાશની શકિત બદલી શકાય તો જ વસ્તુઓ વધારે દેખી શકાય. જાંબુલાતીત પ્રકાશ નરી આંખે જોઇ શકાતો નથી: પણ તેના ફોટો પરથી જોઇ શકાય છે. તેનો ઉપયોગ કરવાથી એક ઇંચના હજારમા ભાગ સુધીની બારીક વિગતો જોઇ શકાય છે અને ૫૦૦૦ જેટલું મહદીકરણ સિદ્ધ કરી શકાય છે: વળી વીજાણુઓનો ઉપયોગ કરવામાં

× Safety 1. High frequency

આવે તો વસ્તુઓ મૂળ કરતાં સો ગણી મોટી દેખી શકાય. આ નવીન જાતનાં યંત્રોથી વસ્તુઓને એટલા નાના રૂપમાં ભાગી નાખવામાં આવે છે–સૂક્ષ્મતમ રીતે છૂટી પાડવામાં આવે છે અને એટલા મોટા રૂપમાં વસ્તુઓનું સ્પષ્ટતાથી નિરીક્ષણ થઇ શકે છે કે તેમને ૨૦,૦૦૦, ૪૦,૦૦૦ અને ૬૦,૦૦૦ જેટલા મોટા રૂપમાં જોઈ શકાય છે અને એમ પણ ધારવામાં આવે છે કે ૧,૫૦,૦૦૦ જેટલું મોટું મહદીકરણ મેળવી શકાય એમ છે. આ વસ્તુઓ કેટલી મોટી દેખાય છે તે જાણવાને માટે એક દૃષ્ટાંત બસ છે. સાધારણ પાતળો ચીનાઇ કાગળ આ સૂક્ષ્મદર્શકમાંથી જોવામાં આવે તો નવ ફુટ જેટલો જાડો દેખાય! આવી રીતે અદશ્ય વસ્તુઓ દૃષ્ટિગત થવા પામી છે. તમાકુ, ટમેટા વગેરેના છોડને નાશ કરનારાં અદશ્ય ગણાતાં સત્ત્વો–રસી[1] અને ઇન્ફ્લુએન્ઝા તાવના કારણરૂપ અંતિમ સત્ત્વોને, પ્રત્યક્ષ જોવામાં આવ્યાં છે. વળી જંતુઓનો નાશ કેવી રીતે થાય છે અને જંતુવિનાશક દ્રવ્યો કેવી રીતે જંતુઓને મારી નાખે છે તે બધી ઘટનાનાં આ વીજાણુ–સૂક્ષ્મદર્શકથી સૂક્ષ્મ ચિત્રો લઇ શકાય છે, અને તેનાં ચિત્રો અને ચિત્રપટો પણ હમેશને માટે રાખી શકાય છે. હજુ સુધી પરમાણુઓ આ યંત્ર મારફત જોઇ શકાયા નથી પરંતુ અણુઓ જોઇ શકાય છે તેવું સર જયોર્જ થોમ્સન તરફથી કહેવામાં આવ્યું છે. જે અણુમાં વીસ હજાર પરમાણુ હોય તેવા અણુઓનાં ચિત્રો લઇ શકાય છે: પણ તેનાથી બારીક પરમાણુ જોઇ શકાતા નથી, કારણ કે તેમને છૂટા પાડવામાં જ આખા દ્રવ્યનો નાશ થઇ જાય છે, અને અટકાવવામાં ઘણી હિકમત અને બુદ્ધિ વાપરવી પડે છે. પરંતુ સૂક્ષ્મતમ પરમાણુઓના સ્પષ્ટ દર્શનના દિવસો હવે બહુ દૂર નથી. મનુષ્યની મર્યાદિત દૃષ્ટિ અને જ્ઞાનસાધનને આવી રીતે ઘણો વિકાસ મળ્યો છે. વિશ્વમાં કરોડો માઇલના દૂરના અંતરમાં વસતા તારાઓ, નિહારિકાનું જ્ઞાન મેળવવાને

1 virus

માટે વિરાટ દૂરબીનો, અને અત્યંત સૂક્ષ્મજંતુઓ, અણુઓ અને પરમાણુઓના સ્પષ્ટ દર્શન માટે મહાસૂક્ષ્મદર્શકો, વિશ્વની બહારથી આવતા વિશ્વરશ્મિને પકડીને અભ્યાસ કરી શકાય તેવાં સાધનો, આંખ અને કાનને અગોચર એવાં અતિ દૂરનાં વિમાનોની ગતિ ગ્રહણ કરવા "રડર" યંત્રો, એ આ યુગની નવી નવી સિદ્ધિઓએ મનુષ્યના જ્ઞાનની સીમા અને વિશ્વના ભૌતિક બળો ઉપરની નિયંત્રણ-શક્તિ ઘણી વધારી દીધી છે. વીજાણુઓ તેમ જ પ્રકાશનાં કિરણો એ બે મુખ્ય ઘટનાઓમાં બે રૂપ જોવામાં આવે છેઃ એક છૂટું ત્રુટક રૂપ અને બીજું તરંગનું રૂપ. આ ઉપરથી પ્રકૃતિમાં કણરૂપ અને તરંગરૂપ એ બે રૂપ-દ્વૈતરૂપ-પ્રચલિત છે એમ હવે સ્વીકારાય છે.

ઉપર પ્રમાણે દ્રવ્યનાં પ્રકૃતિ, રૂપ અને ગુણો વિષે નવી હકીકતો મેળવવા છતાં પરમાણુવાદના મુખ્ય સિદ્ધાન્તો બદલાયા નથી. પર-માણુઓની અંદરની રચના ગતિમાન અને અસ્થિર ગણી શકાય. પરંતુ સાધારણ ભૌતિક રાસાયનિક કાર્યોમાં આ પરમાણુઓ સ્થાયી ગણાય છે, અને રાસાયનિક ક્રિયામાં આ પરમાણુઓના યૂથ જ કામ કરે છે એ સિદ્ધાન્ત હજુ પણ ખરો છે. તત્ત્વની વ્યાખ્યામાં એટલો જૂજ ફેરફાર કરવો પડે છે કે તત્ત્વની અવિભાજ્યતા શાશ્વત હોતી નથી. એટલે કોઇ એક તત્ત્વના પરમાણુઓ અસ્થાયી હોવાને લીધે તેમાંથી બીજાં તત્ત્વો ઉદ્‌ભવી શકે. પરંતુ તે રૂપાંતર થવા પહેલાંના સમયમાં તો તે તત્ત્વના ગુણો સ્થાયી જ હોય છે, અને સાધારણ રાસાયનિક સંયોજનના નિયમને આધીન રહે છે.



## પ્રકરણ ૧૧ મું: જીવવિદ્યા

વિજ્ઞાનના ઇતિહાસનું દિગ્દર્શન (ચાલુ)

સૃષ્ટિના સજીવ અને નિર્જીવ એવા બે વિભાગ પાડીને નિર્જીવસૃષ્ટિનું વિજ્ઞાન અને સજીવસૃષ્ટિનું વિજ્ઞાન એમ વિજ્ઞાનના બે ભાગ ચોથા પ્રકરણમાં દર્શાવ્યા છે. નિર્જીવસૃષ્ટિના સંબંધી રસાયનશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્રના ઇતિહાસ વિષે જુદું પ્રકરણ પાડવામાં આવ્યું છે; જીવવિદ્યાનો વિભાગ ભિન્ન હોવા છતાં પણ આખરે સમગ્ર વિજ્ઞાન તો એક જ છે. વિજ્ઞાનનો ઇતિહાસ પણ આ એકતા આપણને ડગલે પગલે બતાવે છે. સરળતાને માટે આપણે જીવવિદ્યાને અને માનસશાસ્ત્રને બીજાં ભૌતિકશાસ્ત્રોથી જુદું પાડીએ પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ તો આ બધી શાખાઓ સાથે જ ઉદ્ભવી છેઃ અને ભિન્ન ભિન્ન વિષયમાં કામ કરનારા વૈજ્ઞાનિકોએ સાથે જ કામ કરેલાં છે. પ્રથમ તો એરિસ્ટોટલ કે લિયોનાર્ડો ડ વીન્સી જેવા મહાપુરુષો વિજ્ઞાનનાં બધાં ક્ષેત્રો સાથે જ ખીલવી શકતા; પણ ધીમે ધીમે સમય એવો આવતો ગયો અને વિજ્ઞાનની શાખાઓ એટલી બધી વધતી ગઇ કે દરેક શાખામાં કામ કરનારાઓને સ્વતંત્ર રીતે કામ કરવું પડયું હતું. હાલમાં રસાયનવેત્તાઓમાં પણ ખનિજ રસાયન અથવા શરીરવ્યાપારરસાયન અથવા ઔદ્યોગિક રસાયનના પેટાવિષયમાં કામ કરનારાઓ વચ્ચે સમાગમ અને વિવેચનના પ્રસંગો ઓછા થતા જાય છે. તે છતાં વિજ્ઞાન તો એક જ છે. અને જીવવિદ્યાના ઇતિહાસને જુદો પાડવાથી વિજ્ઞાનની આ એકતામાં ક્ષતિ થતી નથી.

### વિલિયમ હાર્વે

જીવવિદ્યાના મુખ્ય બે વિભાગ પાડી શકાય–વનસ્પતિવિદ્યા અને પ્રાણીવિદ્યા. પ્રાચીન ભારતમાં આ બંને વિષયમાં ઘણી માહિતી એકઠી કરવામાં આવી હતી અને તે વિષે જુદા પ્રકરણમાં ઉલ્લેખ કરવામાં

આવ્યો છે. યુરોપમાં પણ ૧૮મા શતક સુધી ઘણી જાતનું જ્ઞાન એકઠું કરવામાં આવ્યું હતું: પરંતુ તે સર્વેને સંકલિત કરીને તેમાંથી તત્ત્વોનું દોહન કરીને સાર્વત્રિક સિદ્ધાન્તોની તારવણી ઘણી જ મોડી થઇ હતી. ઉત્ક્રાન્તિવાદનું ભવ્ય મંદિર તૈયાર થતાં ઘણો સમય લાગ્યો, પરંતુ તે સમયમાં તૈયારી ઘણા જ સંગીન પ્રકારની થઈ. મધ્યકાલીન યુરોપમાં અંધશ્રદ્ધા અને મહાધિકારીઓનું સામ્રાજ્ય જ્ઞાનના દરેક ક્ષેત્રમાં હતું. વનસ્પતિના પાંદડાનો આકાર અથવા ફૂલનો રંગ ઇશ્વરે ખાસ કરીને તેના ઉપયોગ બતાવવાને માટે બનાવ્યો હતો એવી પ્રચલિત ભ્રાંતિઓને લીધે, તેમ જ રાજકીય અંધાધુંધીને લીધે, વનસ્પતિવિદ્યાના અભ્યાસને માટે બાગબગીચા પણ ન હતા. રાજકીય શાંતિ પ્રસર્યા પછી અને વૈદકમાં વનસ્પતિઓના વધતા ઉપયોગને લીધે, તેમ જ ફળફૂલના વધતા જતા શોખને લીધે, બાગબગીચા વધતા ગયા અને વનસ્પતિવિદ્યાનો અભ્યાસ પણ આગળ વધતો ગયો. કૌપરનીકસ અને ગેલીલિયોના પ્રયાસથી પૃથ્વી અને સૂર્યના સંબંધ વિષેનું અજ્ઞાન દૂર થયું એટલે તરત જ મહાધિકારીઓ અને જૂના પંડિતોની સત્તા તૂટવા લાગી. વૈદકની કલા પણ પાદરીઓ પાસેથી છૂટીને સ્વતંત્ર થઇ. દરેક ગામમાં ગાંધી[૧]ઓની મંડળી તરફથી વનસ્પતિઓમાંથી દવા બનાવવાને માટે બાગ રાખવામાં આવતા અને તેમાંનો એક નાનો બાગ હજુ પણ લંડનની ગીચ વસ્તીમાં છે; એકલા કામ કરવાને બદલે સમાજ સ્થાપવાનો રિવાજ પડી ગયો હતો, અને લંડનમાં હજામ-શસ્ત્રવૈદ્યોનું પણ એક શિષ્ટમંડળ[૨] હતું. તેમની એક કૉલેજમાં રક્તપરિક્રમણનો*શોધક વિલિયમ હારવે (૧૫૭૮–૧૬૫૭) અધ્યાપક હતો. શરીરમાં રક્ત ફરે છે એ વાત તો પ્રાચીન સમયથી જાણીતી છે. પરંતુ તે કેવી રીતે ફરે છે, અને તેમાં હૃદયનું શું કાર્ય છે અને થોડું જ રક્ત ફરી ફરીને શી રીતે આખા શરીરને

૧ Apothecaries ૨ Court of Barber Surgeons
* વધુ માટે જુઓ 'વિજ્ઞાનવિનોદ,' પૃ. ૧૦૧ થી ૧૧૬.

પેષે છે તે શોધ કરવાનું અને તેને માટે અઠ્ઠાવીસ વર્ષ સુધી સતત પ્રયોગો કરી સાબિતી બેસાડવાનું કામ એટલા ખંત, ધૈર્ય, અને સફાઇથી કર્યું હતું કે હાર્વેનું નામ વિજ્ઞાનના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાઇ રહેશે. તેના સમયમાં સૂક્ષ્મદર્શક યંત્ર શોધાયું ન હતું તેથી બારીક કેશિકાઓ જેની મારફત ધમની અને શિરાઓમાંના રક્તનો વિનિમય થાય છે તેની પ્રત્યક્ષ સાબિતી તેનાથી થઇ શકી ન હતી. પણ માલપીધી (૧૬૨૮–૧૬૯૪) નામના ઇટાલિયન વૈજ્ઞાનિકે આ કામ સિદ્ધ કર્યું હતું. માલપીધીએ સૂક્ષ્મદર્શકની મદદથી પ્રાણી અને વનસ્પતિની અંદરની રચના અને શરીરના વ્યાપારનો અભ્યાસ કર્યો હતો. અને શરીરરચનાશાસ્ત્ર તેમ જ શરીરવ્યાપારશાસ્ત્રના મૂલસ્તંભ રોપ્યા હતા.

## લીનિયસ

વનસ્પતિવિદ્યા અને પ્રાણીવિદ્યા બંનેમાં સંપાદન કરેલા જ્ઞાનમાં તે સમયમાં વ્યવસ્થા કે નિયમ નહોતાં; અને તે લાવવાનું માન કૅરોલસ **લીનિયસ** (૧૭૦૭–૧૭૭૮) નામના **સ્વીડ** વૈજ્ઞાનિકને ઘટે છે. પરિભાષા અને વર્ગીકરણ સંબંધમાં તેણે ઘણું નવું કામ કર્યું હતું અને કેટલાએક વર્ષની મહેનત પછી નવી વર્ગીકરણની પદ્ધતિ બહાર પાડી હતી. પહેલાં તો વૈજ્ઞાનિક સંજ્ઞા નક્કી હતી જ નહિ. એક વનસ્પતિનું નામ લખવું હોય તો તેનું સંપૂર્ણ વર્ણન લખવું પડતું. તેને બદલે **લીનિયસે** જાતિ અને ઉપજાતિથી ઓળખાવવાની પ્રથા પાડી. "બિલ્લી વાઘ તણી માશી" એ જૂની કહેવત બિલાડી અને વાઘનો સંબંધ દર્શાવે છે; સિંહ, વાઘ અને બિલાડી એ એક જ જાતિની ઉપજાતિઓ છે એ દર્શાવવાને માટે તેમનાં નામ અનુક્રમે "ફેલીસ લીઓ," "ફેલીસ પાર્ડીસ" અને "ફેલીસ ડુમેસ્ટિકા" એમ પાડવામાં આવ્યાં. આ પ્રમાણે વનસ્પતિઓનાં નામ પણ નિશ્ચિત કરવાથી તે વિષયમાં કામ કરનારાને ઘણી સુગમતા પ્રાપ્ત થઇ. **લીનિયસની** વર્ગીકરણની પદ્ધતિમાં ફક્ત લિંગભેદ ઉપર

આધાર રાખવામાં આવ્યો હતો, પરંતુ વનસ્પતિનાં ફલ, બીજ, પુંકેસરની રચના ઉપરાંત સાધારણ રચનાના ભેદ પણ લક્ષમાં રાખવા જોઇએ એ દૃષ્ટિએ લીનિયસની પદ્ધતિમા પાછળથી ફેરફાર કરવા પડયા છે. પરંતુ એ નવા વર્ગીકરણની ઇમારત લીનિયસે રચેલા પાયા ઉપર જ બંધાઈ છે એટલું સ્વીકારવું પડશે. લીનિયસે વનસ્પતિની શોધ માટે લેપ્લાંડ દેશ સુધી છેક ઉત્તરમાં મુસાફરી કરી હતીઃ અને તેથી તેણે પ્રાણીઓનાં વર્ગીકરણમાં પણ સારી માહિતી એકઠી કરી હતી. દેશદેશના મનુષ્યોની ઉપજાતિઓના અનુભવને લીધે તેણે મનુષ્યનું વર્ગીકરણ બીજાં પ્રાણીઓની સાથે કર્યું હતું; અને માંકડાને અને મનુષ્યને એક જ વર્ગમાં મૂકયા હતા. પરંતુ તેનો સમકાલીન બુફૉ (૧૭૦૭–૧૭૮૮) નામનો ફ્રેન્ચ વૈજ્ઞાનિક મનુષ્યને પ્રાણીની જાતમાં મૂકતાં ખચકાતો; તેમ છતાં બુફૉના વિશાળ અનુભવ અને તીવ્ર બુદ્ધિને લીધે એકવાર તેનાથી કહેવાઈ ગયું કે 'જો બાઇબલના સ્પષ્ટ શબ્દો વચ્ચે આવતા ન હોત તો ઘોડો અને ગધેડો, મનુષ્ય અને માંકડું, એ જાતિઓનું એક જ હોવું જોઇએ એમ ધારવાને મન થાય એવું છે.' પરંતુ આ શબ્દો તેને પાછા ખેંચી લેવા પડયા હતા! બાઇબલની સત્તા તે સમયમાં પણ કેટલી હતી તેનો ખ્યાલ આ ઉપરથી આવી શકે છે.

### ઉત્ક્રાન્તિવાદ

બુફૉએ રચેલા પ્રાણીવર્ણન ઉપરથી કુવિયરે (૧૭૬૯–૧૮૩૨) પ્રાણીનું વર્ગીકરણ વધારે મજબુત પાયા ઉપર મૂકયું. પૃથ્વીના પ્રાચીન સ્તરોમાં મળી આવતા પ્રાણીઓના અવશેષોનો ખાસ અભ્યાસ કરીને તેણે પ્રાણીવિદ્યામાં નવું દૃષ્ટિબિંદુ ઊભું કર્યું. પ્રાણી-અવશેષવિદ્યાના અભ્યાસથી, વિદ્વાનોની ખાત્રી થતી ગઇ કે બાઇબલમાં વર્ણવેલો સૃષ્ટિક્રમ કોઇ પણ રીતે વિશ્વસનીય નથી. અમેરિકાની શોધને લીધે, અને મુસાફરોએ દેશવિદેશમાંથી આણેલાં

પ્રાણીઓ, વનસ્પતિઓ, અને તેમનાં જૂનરાવશેષોના અભ્યાસથી બાઇબલથી સ્વતંત્ર સૃષ્ટિક્રમ તૈયાર કરવાની આવશ્યકતા દિનપ્રતિદિન દૃઢ થતી ગઈ. બાઇબલના વિચાર પ્રમાણે તો જલપ્રલય પછી બાકી રહેલાં પ્રાણીઓ ફક્ત નોઆની બોટમાં રહેલાં હતાં; તે સિવાયનાં બીજાં પ્રાણીઓની શોધ થવાથી એ વિચાર હાસ્યાસ્પદ ગણાયો! તે છતાં પ્રાણીઓની જાતિઓની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે વિષે કાંઇ સંતોષકારક ઉત્તર ન મળવાથી સમાજનું વલણ બાઇબલનો ઉત્પત્તિક્રમ સ્વીકારવા તરફ હતું. પ્રાણી અને વનસ્પતિની જાતિઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને તે જાતિઓમાં કેવી રીતે ફેરફાર થાય છે એ સંબંધી ઉત્તર મેળવવો એ વિવેચનાત્મક જીવવિદ્યાનો મુખ્ય અને ટૂંક પ્રશ્ન હતો. જીવવિદ્યાના વર્ણનવિભાગ અને વર્ગીકરણવિભાગના કરતાં આ પ્રશ્ન વધારે અગત્યનો ગણાતો હતો. તેનો ઉત્તર આપણને એક શબ્દમાં અત્યારે મળી શકે–ઉત્ક્રાન્તિવાદ.* એક જાતિમાંથી બીજી જાતિ ઉત્ક્રાન્ત થાય છે એ સ્થાપનાર, અને દરેક જાતિને સ્વતંત્ર રીતે બનાવવી પડે છે એ કલ્પનાને ખોટી ઠરાવનાર સિદ્ધાન્તનું નામ ઉત્ક્રાન્તિવાદ. આ ઉત્ક્રાન્તિવાદનો ઇતિહાસ બોધપ્રદ, અને વિજ્ઞાનની સમજૂતીને માટે આવશ્યક છે.

## ઉત્ક્રાન્તિવાદની પ્રાચીનતા

એક જાતિમાંથી બીજી જાતિ ઉત્ક્રાન્ત થઇ શકે છે એ કલ્પના ભારતીય તત્ત્વજ્ઞાનમાં અપરિચિત નથી. બાઇબલની પેઠે હિન્દુશાસ્ત્રોમાં સૃષ્ટિ સાત જ દિવસમાં થઇ એવો આગ્રહ નથીઃ एकोऽहं बहु स्याम् એ વિચાર થતાં જ સૃષ્ટિનો આવિર્ભાવ થાય છે, અને હિરણ્યગર્ભમાંથી એક પ્રકારનાં વનસ્પતિ, પ્રાણીઓ ઉત્ક્રાન્ત થાય છે. મનુષ્યનો આત્મા બીજાં પ્રાણીઓના

* આ શબ્દને બદલે ગુજરાતીમાં વિકાસવાદ અયોગ્ય લાગે છે. ફૂલ વિકસે છે, ફાલે છે, પરન્તુ એક જાતિમાંથી બીજી જાતિ વિકસતી નથી પણ રૂપાંતર પામે છે; ઉત્ક્રાન્ત થાય છે–પલટો મારે છે.

આત્મા કરતાં ભિન્ન પ્રકારનો નથી તેથી મનુષ્યને માટે ખાસ દૈવીસર્જનની આવશ્યકતા નથી, વગેરે વિચારસંકલનામાં અર્વાચીન ઉત્ક્રાન્તિવાદના અંશો જોઈ શકાય છે. ચોવીસ અવતારની કલ્પના, તેમ જ ચોર્યાશી લક્ષ યોનિમાં યઈને જ મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ થાય છે એ દૃઢ ભાવના, અને હિન્દુમત પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ અને લયના કાળની વિશાળતા, એ સર્વે માન્યતા અર્વાચીન વૈજ્ઞાનિક વિચારોને પોષે છે. ગ્રીક તત્ત્વવેત્તાઓએ પણ અમુક જાતના ઉત્ક્રાન્તિવાદનું નિરૂપણ કરેલ છેઃ એરિસ્ટોટલે એવો મત દર્શાવ્યો હતો કે જાતિઓનું રૂપાંતર હમેશ ઉચ્ચતર દિશામાં થાય છે. અને નિર્જીવ સૃષ્ટિમાંથી સજીવ વનસ્પતિ, પ્રાણી અને આખરે મનુષ્યજાતિ નિર્માણ થાય છે. આ મતની સાથે તૈત્તિરીય ઉપનિષદના શબ્દો પૃથિવ્યા ઓષધયઃ। ઓષધિભ્યોઽન્નમ્। અન્નાત્પુરુષઃ। સરખાવવા જેવા છે, કારણ કે તેમાં બાઇબલની પેઠે એકદમ બધી જાતિઓ સાથે ઉદ્ભવતી નથી પરંતુ ધીમેધીમે ઉત્ક્રાન્ત થાય છે એ વિચાર સમાયેલો છે; આ પ્રમાણે અનેક પ્રાચીન પ્રજાઓમાં આ ઉત્ક્રાન્તિવાદના બીજરૂપ વિચારો મળી આવે છે. અનેક તત્ત્વવેત્તાઓ પણ આ વિષે ઉલ્લેખ કરતા આવ્યા છે. અને એક દૃષ્ટિએ અર્વાચીન ગણાતી આઇન્સ્ટાઇનના સાપેક્ષતાના સિદ્ધાન્ત*ની માફક આ ઉત્ક્રાન્તિવાદ અત્યંત પ્રાચીન છે એમ કહી શકાય, પરંતુ આ ઉત્ક્રાન્તિવાદને અર્વાચીન દૃષ્ટિએ તપાસીને, અને અર્વાચીન વિજ્ઞાનની પદ્ધતિને આવશ્યક લાગતાં પ્રમાણો રજૂ કરીને, અર્વાચીન રૂપમાં સિદ્ધ કરવાનું માન ડાર્વિન અને તેના અનુયાયીઓને ઘટે છે.

## મહાન કવિ ગેઇટે

આ જૂની વિચારસરણીને દૃઢ કરવામાં ડાર્વિનના દાદા ઇરેસ્મસ ડાર્વિન, પ્રખ્યાત કવિ ગેઇટે અને [illegible] નામના ફ્રેન્ચ પ્રાણીશાસ્ત્રી, એમના હાથે [illegible]

* theory of relatırity

સ્પેન્સરે પણ તે વિચાર ઉપર તેનાં પુસ્તકમાં ખાસ ભાર દીધો હતો. પણ તે બધાની વિચારસંકલના પ્રયોગ અને નિરીક્ષણ ઉપર રચાયેલી નહોતી. ગૅથેનું નામ કવિ તરીકે પ્રસિદ્ધ છે. પરંતુ તેણે કવિતાની એક લીટી પણ લખી ન હોત તો તેના એક વૈજ્ઞાનિક પુસ્તકથી તેનું નામ ચિરસ્મરણીય રહેત આ પુસ્તકનું નામ "શરીર વિભાગનું રૂપાંતર" (મેટામોરફોસિસ ઑફ પાર્ટ્સ); તેમાં દર્શાવેલા સિદ્ધાન્ત અપ્રતિમ અને ચમત્કારિક ગણી શકાય. ફૂલના સર્વ ભાગ સાધારણ પાંદડામાંથી રૂપાંતર પામેલા છે. ફૂલના બાહ્યકોશ, રંગીત પાંદડીઓ, પુંકેસર, સ્ત્રીકેસર વગેરે સર્વ વિભાગો મૂળ સાધારણ પાંદડામાંથી જ અસંખ્ય પેઢીઓના ઉતારા પછી રૂપાંતર પામેલા છે; તેવી જ રીતે સપૃષ્ઠવંશી પ્રાણીઓનું માથું અને ખોપરી કરોડના ઉપલા હાડકામાંથી વર્ધિત થઇને રૂપાંતર પામેલાં છે; અને તે પ્રમાણે હાલમાં દેખાતી વનસ્પતિ અને પ્રાણીઓની અસંખ્ય જાતિઓ મૂળ થોડીએક પિતૃજાતિમાંથી ઉદ્‌ભવી હશે. આ વિચારોમાં કવિત્વની કલ્પનાશકિતનું પ્રાબલ્ય જબરું લાગે છે, પરંતુ તેમાંના ઘણા વિચારો પ્રત્યક્ષ નિરીક્ષણથી ખરા પડયા છે.

ઇરેસ્મસ ડાર્વિન

ગૅથેના જેવો જ અભિપ્રાય એક અંગ્રેજી કવિ, તત્ત્વવેત્તા અને વૈજ્ઞાનિક ઇરેસ્મસ ડાર્વિને દર્શાવ્યો હતો. "બોટેનીક ગાર્ડન–વનસ્પતિનો બાગ" અને "ટેંપલ ઑફ નેચર–પ્રકૃતિનું મંદિર" એ બે લાંબાં કાવ્યોમાં તેણે ઉત્ક્રાન્તિવાદની ઝાંખી કરાવી છે. પ્રાણીઓનાં રૂપાંતર (જેવું કે માછલી રૂપ–ટેડપોલ–ગર્ભમાંથી દેડકાનું રૂપાંતર), ઘોડા, કૂતરા, ઘેટાંની જાતિમાં કૃત્રિમ રીતે ઉછેરવાથી થતાં રૂપાંતરો, હવામાન અને ઋતુઓને લીધે થતા ફેરફારો, અને બધાં ગરમ લોહીવાળાં પ્રાણીઓની શરીરવ્યવસ્થાની એકરૂપતા–આ બધી કારણશૃંખલાથી એમ અનુમાન થઇ શકે છે કે તે સઘળાં એક જ પિતૃજીવમાંથી ઉદ્‌ભવ્યાં હશે.

* Calyx

લમાર્ક

પરિસ્થિતિને લીધે પ્રાણીઓ અને વનસ્પતિઓનાં રૂપાંતર થાય છે, અને રૂપાંતરોનો પેઢીઉતાર થવાથી જાતિઓનાં રૂપ પણ બદલાય છે, એ સિદ્ધાન્ત **લ માર્કે** પણ ૧૮૦૯ માં પ્રસિદ્ધ કર્યો હતો. સાધારણ વ્યક્તિમાં આ રૂપાંતર ઘણું જ ઓછું હોવાથી જલદીથી દેખી શકાતું નથી. પરંતુ પરિસ્થિતિ અને હવામાનને લીધે આખી જાતિની ટેવ અને રીતરિવાજ, આકાર વગેરે બદલાઇ જાય છે; અને તેમના કેટલાએક અવયવો બદલાય છે, નાના મોટા થાય છે અથવા તો નષ્ટ થાય છે. ઊંટ અને જિરાફની ગરદન લાંબી થવાનું કારણ આવું જ છે. પ્રાચીન કાળમાં તેમના પૂર્વજોને ઊંચાં ઊંચાં વૃક્ષો ઉપરથી પાંદડાં ખાવાને માટે તેમની ડોક લાંબી કરવી પડતી; અને ઘણા સમયના પ્રયાસથી આ લાંબી થયેલી ડોક, પેઢી-ઉતારને લીધે વધારે ને વધારે લાંબી થતી ગઇ. લ માર્કને આ પેઢી-ઉતાર સંબંધી પ્રયોગાત્મક સાબિતી મળી ન હતી તે છતાં તે સિદ્ધાંત વિષે પોતાની ખાત્રી થઇ હતી; અને બીજા જીવવેત્તાઓની સામે પોતાના વિચારોનો બચાવ કરવાને તત્પર હતો.

હર્બર્ટ સ્પેન્સર

આ અરસામાં સેંટ હિલેર, અને રોબર્ટ ચેમ્બર્સ નામના વિદ્વાનો ઉત્ક્રાન્તિવાદ માટે તૈયારી કરતા હતા. પરિસ્થિતિથી પ્રાણીઓની વ્યક્તિ અને જાતિનાં રૂપાંતર થાય છે એ વિચાર તેમણે પોતાનાં પુસ્તકોમાં સ્પષ્ટ કર્યો હતો. લગભગ તે જ સમયમાં હર્બર્ટ સ્પેન્સર પણ ઉત્ક્રાન્તિવાદનું સમર્થન તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ કરી રહ્યો હતો. આ પ્રમાણે આપણને એમ લાગે કે ડાર્વિને ઉત્ક્રાન્તિવાદ પહેલાં ૧૮૪૪ માં પોતાના મનમાં નિશ્ચિત કર્યો, અને ૧૮૫૮ માં પ્રસિદ્ધ કર્યો તે પહેલાં તેને માટે યોગ્ય ભૂમિકા તૈયાર કરવામાં આવી હતી; એક રીતે એ વાત ખરી છે. પરંતુ ડાર્વિન પહેલાંના

તત્ત્વવેત્તાઓ અને વૈજ્ઞાનિકોની વિચારપદ્ધતિ અપૂર્ણ હતી અને તેમની કારણશૃંખલામાં ત્રુટિઓ ઘણી હતી.

**ચાર્લ્સ ડાર્વિન**

ચાર્લ્સ ડાર્વિન (૧૮૦૯-૧૮૮૨) એક ધનવાન અને પ્રવીણ દાકતરનો પુત્ર હતો. તેને ધન, ઉપરાંત (દાદા દાદી, પિતા માતા એ ચારે તરફથી) વૈજ્ઞાનિક બુદ્ધિ અને તીવ્ર વિવેચકશકિતનો વારસો મળ્યો હતો. એટલામાં "બીગલ" નામના એક સરકારી વહાણમાં વૈજ્ઞાનિક તરીકે તેને એક થોડા પગારવાળી પણ સારી જગ્યા મળી. ૧૮૩૧ થી ૧૮૩૬ સુધી દક્ષિણ અમેરીકા, પેટગોનિયા, ચિલિ, પેરૂ વગેરે દેશોની બધી જાતની માપણી × કરવામાં તેણે આ વહાણમાં મુસાફરી કરી. આવી રીતે મુસાફરી કરવાથી ડાર્વિનના બીજા મિત્રોએ (હુકરે ૧૮૩૯ માં અને હુકસ્લીએ ૧૮૪૬ માં) પણ જ્ઞાન અને કીર્તિ સંપાદન કર્યાં હતાં, અને આ અનુભવ એ ત્રણે વૈજ્ઞાનિકોને તેમના જીવનમાં અનેક રીતે ઘણો જ ઉપયોગી થયો હતો. "બીગલ" ઉપરની મુસાફરીમાંથી પાછા આવ્યા પછી થોડા સમયમાં ડાર્વિને માલ્થસની વસ્તી વિષેનો નિબંધ વાંચ્યો. માલ્થસના અભિપ્રાય પ્રમાણે સૃષ્ટિમાં જીવનકલહ એટલો બધો તીવ્ર છે કે જો દુકાળ, રોગ અને યુદ્ધથી મનુષ્યોનો નાશ ન થાય તો મનુષ્યની વસ્તી એટલી બધી વધતી જાય કે જીવનનાં સાધનો મળવાં મુશ્કેલ થઇ પડે. આ સિદ્ધાન્ત ઉપરથી ડાર્વિનને સૂઝ્યું કે પોતે પણ નિરીક્ષણ કરેલી જાતિઓમાં આ જીવનકલહમાંથી બચવાને માટે જ કાંઇક રૂપાંતર થાય; આ રૂપાંતર અનુકૂલ પ્રકારનું હોય તો જ રૂપાંતરવાળી નવી જાતિની વૃદ્ધિ થાય છે, પણ જો તે પ્રતિકૂલ પ્રકારનું હોય તો તેનો નાશ થાય છે. પરિસ્થિતિને અનુકૂલ રૂપાંતરો જ સ્થાયી રહી શકે છે, અને બીજાં બધાંનો જીવનકલહને લીધે નાશ થાય છે. આ પ્રમાણે યોગ્યતર રૂપાંતરોની પસંદગી થાય

× Survey

છે અને તેથી જ નવી નવી જાતિઓ ઉદ્ભવે છે. આ વિચાર-સંકલના લઇને ડાર્વિને વીસ વર્ષ સુધી સતત આ જ વિષયમાં કામ કર્યું; નવી નવી હકીકતો શોધવામાં અને નવા વિચારને માટે નિર્ણાયક પ્રયોગો કરવામાં જ આટલો સમય લાગ્યો. મુસાફરીનાં વર્ણન અને પ્રાકૃતિક સૃષ્ટિવિજ્ઞાનનાં પુસ્તકો ઉપરાંત, પ્રાણીઓ વિષે, બાગબગીચાની ખીલવણી વિષે, અને પાળેલાં પ્રાણીઓના ઉછેર વિષે, અને એવા સંબદ્ધ વિષયો ઉપરનાં અસંખ્ય પુસ્તકો તેણે વાંચ્યાં. પ્રાણી ઉછેરનારા અને બીજાઓ ઉપર પ્રશ્નાવલિઓ મોકલીને હકીકતો એકઠી કરી, વનસ્પતિ અને પ્રાણીઓના ભૌગોલિક અને ભૂસ્તરવિષયક સ્થાનનો અભ્યાસ કર્યો; વનસ્પતિનાં બીજ કેવી રીતે દેશ વિદેશમાં ફરે છે અને નવા દેશોમાં નવી વનસ્પતિઓ કેવી રીતે દાખલ થાય છે તે સંબંધી માહિતી મેળવી; પાળેલાં કબૂતરોની જાતિ તૈયાર કરવાને અનેક પ્રયોગો કર્યા. બેહદ સંભાળ અને સૂક્ષ્મતાથી તેણે બધી હકીકતો એકઠી કરી, તેમાંથી તથ્યો જુદાં પાડી, તેમનો પરસ્પર સંબંધ સમજવામાં, અને તેમાંથી યોગ્ય અનુમાનો તારવવામાં ડાર્વિનનું બુદ્ધિકૌશલ્ય અપ્રતિમ હતું; તે છતાં તેની નિર્મલ પ્રામાણિકતા, સત્યને માટેનો જ્વલંત પ્રેમ, અને શાંત સાત્ત્વિક માનસિક સ્થિતિ આશ્ચર્યજનક હતાં; તેના જેવા સાત્ત્વિક સ્વભાવ અને માનસિક વૃત્તિ વિરલ છે. પોતાના કાર્યમાં ડગલે ડગલે નવી કલ્પના અને નવા સિદ્ધાન્તો રચવા પડતા હતા પણ નવાં તથ્યો તેનાથી વિરુદ્ધ છે એવી તેની ખાતરી થાય તો તે ગમે તેવા સુન્દર અને પ્રિય લાગતા સિદ્ધાન્તોને તજવાને અચકાતો નહિ.

## વૉલેસ

સન ૧૮૪૪ માં ડાર્વિનના મનમાં ખાતરી થઇ ગઇ કે

ઉપજાતિઓનાં રૂપાંતર થાય છે અને તે નૈસર્ગિક પસંદગીના નિયમ પ્રમાણેઃ તે છતાં હજુ વધારે સાબિતી અને પ્રમાણોની શોધમાં પોતાનો સિદ્ધાન્ત તેણે બહાર પાડ્યો નહિ. બાર વર્ષ પછી તેના મિત્રોએ તેના અન્વેષણનાં પરિણામો વિષે પુસ્તક બહાર પાડવાનો આગ્રહ કર્યો, તો પણ પૂર્ણતાના આ પૂજારીને પોતાનું કાર્ય અપૂર્ણ લાગ્યું અને હજુ વધારે સમય જોઈશે એમ જવાબ આપ્યો. તે દરમિયાન તેના મિત્ર વૉલેસે આ જ વિષય ઉપર પોતાના વિચારો અને અનુભવ દર્શાવનારો નિબંધ દૂર દેશાવરથી ડાર્વિનના ઉપર મોકલ્યો; તેમાં ડાર્વિને પોતાનો સિદ્ધાન્ત સ્પષ્ટ થયેલો જોયો. આવી મોટી શોધના માનમાં નવો ભાગીદાર લેવો એ સાધારણ મનુષ્યને ગમે નહિ. પોતાનો અનુભવ અને સિદ્ધાન્ત વીસ વર્ષ પહેલાંનો હતો તે પ્રસિદ્ધ કરીને વૉલેસનો નિબંધ દબાવી રાખવાનું પગનું કોઈ નાના મનુષ્યને સૂઝયું હોત. પણ આ ધર્મસંકટમાં ડાર્વિનને ઉદાર સ્વભાવ પાછો પડે તેમ ન હતો; તેણે બધી વસ્તુસ્થિતિ તેના મિત્રો લ્યાલ અને હૂકરને જણાવીઃ તેમણે એવો નિર્ણય કર્યો કે વૉલેસ અને ડાર્વિન બંનેના નિબંધ એક જ સાથે લીનિયન સોસાઇટીમાં પ્રસિદ્ધ કરવા. ૧૮૫૮ની જુલાઇની પહેલી તારીખે વૉલેસનો નિબંધ વંચાયો ત્યારે ડાર્વિને પોતાના સિદ્ધાન્તની ટૂંકી નોંધ ૧૭૪૪માં લખી હતી તે, અને તેના . એક વૈજ્ઞાનિક મિત્ર ઉપર અમેરિકામાં ૧૮૫૭માં પત્ર લખ્યો હતો તે પણ વંચાયા. ત્યાર પછી દોઢ વર્ષ પછી ડાર્વિનનું "ઉપજાતિની ઉત્પત્તિ" વિષેનું પુસ્તક ૧૮૫૯ની આખરમાં પ્રસિદ્ધ થયું.

## નૈસર્ગિક પસંદગી

મનુષ્યના અર્વાચીન ઇતિહાસમાં આ પુસ્તકની પ્રસિદ્ધિની તિથિ સુવર્ણાંકિત ગણાશે. આ પુસ્તકનું નામ જરા લાંબું છે છતાં તેનું પણ ડાર્વિનની સ્પષ્ટ શૈલીના નમૂના તરીકે અહીં

અવતરણ કરવું આવશ્યક લાગે છે. "નૈસર્ગિક પસંદગીના નિયમ પ્રમાણે થતી **ઉપજાતિઓની ઉત્પત્તિ;** અથવા તો જીવનકલહમાં યોગ્યતમ અને અનુગૃહીત પરિસ્થિતિનાં રહેનારી જાતિઓનું સંરક્ષણ." ડારવિને પોતાના સિદ્ધાન્ત બહાર પાડતાં પહેલાં ૨૦–૨૨ વર્ષની તૈયારી કરી હતી. આ વિષયની તેની પહેલી નોંધ તા. ૧ લી જુલાઇ ૧૮૩૭ માં લખેલી હતી; તેણે દર્શાવેલા દરેકે દરેક અભિપ્રાય કે સિદ્ધાન્તને માટે પ્રત્યક્ષ નિરીક્ષણ અને પ્રયોગના પ્રમાણો ઘણી જ સંભાળથી એકઠાં કર્યાં હતાં, અને વિરુદ્ધ પક્ષની શંકાઓનાં સમાધાન માટે પ્રત્યુત્તરો પહેલાંથી સાધી રાખ્યા હતા. આટલી બધી તૈયારી છતાં, અને આ સિદ્ધાન્ત આટલો બધો સાદો અને સરળ હોવા છતાં પણ સમાજમાં એટલો બધો વિરોધ અને ક્ષોભ ઊભા થયા કે જે મનુષ્યના બુદ્ધિવાદના ઇતિહાસમાં કોઈ વખતે પણ અનુભવાયા નહિ હોય. સૃષ્ટિમાં પ્રાણીઓ અને વનસ્પતિઓની અનેક જાતિઓ અને ઉપજાતિઓ છે, તેઓ એકબીજાથી સ્વતંત્ર કે સંબદ્ધ છે એ પ્રશ્નનો ઉત્તર ઉત્ક્રાન્તિવાદ પહેલાં બાઇબલના પ્રમાણથી અપાતો. દરેક ઉપજાતિ સ્વતંત્ર રીતે નિર્માણ થઈ છે એ સિદ્ધાન્તને પુરાણમતવાદી જનસમાજ તેમ જ પાદરીઓ અને બીજા વિદ્વાનો સ્વીકારતા હતા. પરંતુ આ ઉપજાતિઓમાં ભિન્નતા જ એટલી બધી ઓછી છે અને તેમની એકબીજાની રચનાનો અને જીવનવ્યવહારનો સંબંધ એટલો બધો ગુંફિત છે કે આખું વિશ્વ એક જ છે અને એક જ ઉત્ક્રાન્તિના નિયમથી સમજાવી શકાય છે એ નવો મત હતો. ડાર્વિનનું મુખ્ય કાર્ય તો હવામાન અને પરિસ્થિતિને લઈને ઉપજાતિઓનું રૂપાંતર થઈ શકે છે અને આ રૂપાંતરનું કારણ "નૈસર્ગિક પસંદગી" છે એ સમજાવવાનું હતું. પરિસ્થિતિને લીધે પ્રાણીઓની નૈસર્ગિક પસંદગી યોગ્યતમ રૂપાંતરો તરફ થાય છે અને પરિસ્થિતિ પણ એવી હોય છે કે યોગ્યતમ રૂપાંતરો જ લાંબો વખત ટકી શકે છે અને તેથી હલકી કે નબળી ઉપજાતિઓનો નાશ થઈ

જાય છે. આ ફેરફારો લાંબા કાળે થાય છે. મનુષ્યના ટૂંકા જીવનમાં ઘણીવાર તેનો અનુભવ પણ થઈ શકતો નથી, પરંતુ ભૂવિદ્યાના અનહદ કાળાંતરોમાં આ ફેરફાર થાય છે તે ભુસ્તરોમાં મળી આવતા પ્રાણીઅવશેષોથી સિદ્ધ થયું છે.

## હક્સ્લી

પહેલાં તો આ સિદ્ધાન્ત વિદ્વાનોએ બહુ ગણકાર્યો નહિ. હર્બર્ટ સ્પેન્સર સિવાય બીજો કોઈ વિદ્વાન ડાર્વિનની સાથે ન હતો: તેના મિત્રો હૂકર અને લ્યાલને તેની તરફેણમાં નિશ્ચય કરતાં દોઢેક વર્ષ લાગ્યું; પછી હક્સ્લી અને ટીંડાલ સામેલ થયા. એ પંચમૂર્તિ ભેગી થયા પછી ઉત્ક્રાન્તિવાદના યુદ્ધના વ્યૂહ રચાયા. તેમાં હક્સ્લીએ પોતાનાં ભવ્ય ધૈર્ય, પ્રવીણતા અને પ્રબળ વિવેચકશક્તિથી આ યુદ્ધોમાં મોટી કીર્તિ મેળવી; ડાર્વિનની અશક્ત શારીરિક સ્થિતિમાં આ યુદ્ધોનો મોટો ભાર તેણે વર્ષો સુધી વહ્યો અને પોતાને ડાર્વિનનો "બૂલડૉગ" કહેવરાવવામાં તે માન સમજતો. ૧૮૬૦માં ઑક્સફર્ડમાં તેણે મેળવેલી એક જીત ચિરસ્મરણીય છે. ત્યાં મળેલી વૈજ્ઞાનિકોની એક મહાસભામાં ઑક્સફર્ડના પુરાણમતવાદીઓ તરફથી બિશપ વીલબરફોર્સ ઉત્ક્રાન્તિવાદની વિરુદ્ધ બોલવા ઊભા થયા હતા. તેમના મુખમાંથી ડાર્વિન અને હક્સ્લી માટે તિરસ્કારના શબ્દોનો સ્રોત વહેતો હતો: ઉત્ક્રાન્તિવાદ જો ખરો હોય તો મનુષ્યો દિવ્ય નહિ–ઈશ્વરનાં બાળકો નહિ–પણ વાંદરાં અને માંકડાંના વંશના હોય એ વિચારને મોટું સ્વરૂપ આપીને તેણે ઉત્ક્રાન્તિવાદને કટાક્ષ અને હાસ્યના બોજા નીચે કચડી નાંખવાનો પ્રયત્ન કર્યો તે વખતે હક્સ્લીએ આપેલો ઉત્તર ઘણીવાર ફરી ફરીને વંચાય છે. (બિશપે તિરસ્કારયુક્ત પ્રશ્ન પૂછેલો કે "માંકડાંમાંથી તમારી ઉત્પત્તિ થઈ હોય તો તે તમારા દાદા કે દાદી તરફથી?" હક્સ્લીએ ઉત્તર આપ્યો કે "મેં કહ્યું છે–અને ફરીથી કહું છું–કે મનુષ્યના

પિતૃઓમાં માંકડાને કબૂલ કરવામાં જરાયે શરમાવાનું કારણ નથી. મારા વંશના પિતૃઓનું નામ દેતાં શરમાવાનું હોય તો તે કોઈ એવો મનુષ્ય હોય કે જેની બુદ્ધિ તીવ્ર અને જંપ વગરની હોવાને લીધે, પોતાના કાર્યપ્રદેશમાં વિજય મેળવવાથી સંતુષ્ટ ન રહેતાં, ખરા અભ્યાસ વિના વૈજ્ઞાનિક પ્રશ્નોમાં માથાં મારે અને શ્રોતાઓનું ધ્યાન મૂળ વિષયથી દૂર કરવાને માટે વાક્ચાતુર્યથી અને ધાર્મિક શ્રદ્ધા અને કલહ ઉશ્કેરનારા શબ્દોથી સત્યને ઢાંકવાનો પ્રયત્ન કરે."

## ઉત્ક્રાન્તિવાદનાં પરિણામ

ઉત્ક્રાન્તિવાદ સ્થાપિત થયાને ફક્ત ૮૦ વર્ષ થયાં છેઃ વિજ્ઞાનના ઇતિહાસમાં આ સમય ટૂંકો કહેવાય. તેની વાસ્તવિક કિંમત આંકવી મુશ્કેલ છે. વિજ્ઞાનના અનેક સિદ્ધાન્તો માફક આમાં પ્રતિવર્ષે કાંઈ ફેરફાર થાય છે; પરંતુ તેનું મુખ્ય કાર્ય તો થઈ ગયું છે. ઉત્ક્રાન્તિવાદના ભવ્ય મહેલમાં ઘણે ઠેકાણે મરામત કરવી પડે, અને કોઈ વિભાગમાં એક થાંભલો કે પીઢ કે આડસર નવાં નાંખવાં પડે તેથી એમ ન કહી શકાય કે આખો મહેલ તૂટી ગયો છે. વિજ્ઞાનના લગભગ બધા સિદ્ધાન્તોમાં આવો ફેરફાર જોવામાં આવે છે અને એ જ પ્રગતિની નિશાની છે. અણુવાદમાંથી પરમાણુવાદ કે વિદ્યુદણુવાદ ફલિત થાય અથવા ન્યૂટનના ગુરુત્વાકર્ષણના નિયમોમાં આઇન્સ્ટાઇનના સુધારા સ્વીકારાય, તો પછી સજીવસૃષ્ટિ જેવી ગૂંફિત ઘટનામાં ડાર્વિનના સિદ્ધાન્તોમાં થોડોઘણો ફેરફાર કરવો પડે તેમાં કાંઈ અનુચિત નથી. મેન્ડલ, વાઇસમેન, અને બીજા આનુવંશિક લક્ષણોના અભ્યાસકોએ મેળવેલી હકીકતોની સમજૂતી માટે નૈસર્ગિક પસંદગીના સ્વરૂપ વિષે આપણે નવા વિચાર કરવા પડે છે તે વાત ખરી છે. હજુ પણ ઉત્ક્રાન્તિવાદના વિરોધીઓ ઓછા નથી. મેં ૧૯૨૫માં અમેરિકાના સંયુક્ત રાજ્યોના એક નાના શહેરમાં એક શિક્ષકને બાઇબલ વિરુદ્ધ ઉત્ક્રાન્તિવાદ શીખવવા

માટે કોર્ટ તરફથી શિક્ષા કરવામાં આવી હતી. તેમાં ઉત્ક્રાન્તિવાદનો કસૂર નથી પણ રાજ્યના કાયદાની અપૂર્ણતા છે. ઉત્ક્રાન્તિવાદમાં સમજવાનું ઘણું બાકી છે. તે છતાં માનસિક વિચારની દરેકે દરેક શાખામાં આ ઉત્ક્રાન્તિવાદે નવાં જલ સીંચ્યાં છે, અને નવાં ફૂલ અને ફલ ઉત્પન્ન કર્યાં છે. વિજ્ઞાનની એકલી ભૌતિકદૃષ્ટિમાં નહિ પણ સમગ્ર જ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રની દૃષ્ટિમાં પણ સર્વ દિશાએ ઉત્ક્રાન્તિવાદથી પરિવર્તન થયું છે. સમાજમાં બુદ્ધિવાદમાં અને રાજકીય પ્રગતિમાં એ વાદથી થયેલા ફેરફારો નોંધવાનું આ સ્થાન નથી, પરંતુ એટલું તો કહેવું પડશે કે ઉત્ક્રાન્તિવાદની સ્થાપના અને પ્રચાર એ અર્વાચીન વિજ્ઞાનનું મોટામાં મોટું પરાક્રમ છે.

**આનુવંશિક સંસ્કાર**

નવો વિષય લેતાં પહેલાં અન્વય એટલે આનુવંશિક. સંસ્કાર+ વિષે થોડુંએક વિવેચન કરવું આવશ્યક છે. જાતિઓનું રૂપાંતર નૈસર્ગિક પસંદગીને લીધે થાય છે એ ડાર્વિનનો પ્રથમ સિદ્ધાન્ત સ્વીકાર્યા પછી નવી જાતિઓની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે જોઇએ. નૈસર્ગિક પસંદગીને લીધે પ્રાપ્ત થયેલી નવી સ્થિતિ તે જ જાતના વારસોને મળે છે કે કેમ તે વિષે વધારે પ્રયોગ અને નિરીક્ષણની જરૂર જણાઈ. ડાર્વિને પોતે આ આનુવંશિક સંસ્કાર સંબંધી સહેજ ઉલ્લેખ કર્યો હતો; પરંતુ તે સંબંધી વધુ કામ તો વાઇસમેન, મેન્ડલ અને ગેલ્ટનના હાથે થયું. મનુષ્ય કસરત, તાલીમ, અને શિક્ષણથી પોતાની શારીરિક અને માનસિક સંપત્તિ વધારી શકે છે-પરંતુ તેથી તે બધા ગુણો તેની સંતતિને પહોંચી શકતા નથી એ વાઇસમેનના હાથે સિદ્ધ થયું. અન્વય—આનુવંશિક સંસ્કારો-ની સમજુતી માટે વાઈસમેને મૂલાંકુરોના સાતત્યનો સિદ્ધાન્ત સ્થાપ્યો. આ સંસ્કારો મનુષ્યના બંધારણમાં બારીક મૂલાંકુરોના રૂપમાં જન્મથી જ દાખલ થાય છે, અને મૂલાંકુરોનું સાતત્ય પેઢીઉતાર સ્વતઃ સચવાઇ રહે છે. સ્ત્રીપુરુષનાં બીજાંકુર

+Heredity

એકઠાં થતાં અને તેમાંથી નવું અંડ બંધાતાં જ તેમાં આ સૂક્ષ્મ મૂર્લાકુરો પ્રથમથી જ હાજર હોય છે જે નવી સંતતિમાં સૂક્ષ્મરૂપે હાજર રહે છે. આ મૂર્લાકુરો પ્રથમથી જ આજન્મ બંધાયાં હોય તો પછી સ્વોપાર્જિત ગુણો નવી સંતતિમાં શી રીતે દાખલ થઇ શકે? (હિન્દુ કાયદામાં વડીલોપાર્જિત સ્થાવરજંગમ મિલકત ઉપર જેમ સંતતિને હક્ક હોય છે તેમ સાધારણ મનુષ્યની વડીલો-પાર્જિત શારીરિક અને માનસિક સંપત્તિ ઉપર પણ સંતતિનો હક્ક હોય છે. પરંતુ સ્વોપાર્જિત અંગત સંપત્તિ નવી સંતતિને આપી શકવાની શક્તિ મનુષ્યને નથી એમ વાઇસમેનનું કહેવું છે. આ સંબંધી હજુ વિવાદ અને પ્રયોગો ચાલુ છે. પરંતુ વાઇસમેનના મુખ્ય વિચારો સ્વીકારાય છે અને સ્વોપાર્જિત લક્ષણો વારસામાં સંપૂર્ણ રીતે આવી શકતાં નથી એટલું તો સિદ્ધ ગણાય છે. આથી એમ ફલિત થાય છે કે કોઇપણ પ્રજાનાં પ્રાથમિક લક્ષણો સહેલાઇથી બદલાઇ શકતાં નથી. રહેવાના આચારવિચાર અને હવાઉજાસમાં સુધારો કર્યાથી, અથવા તો કસરત અને શિક્ષણથી અમુક જાતિની એક જ પેઢીમાં બહુ સુધારો થાય તેમ લાગતું નથી. તેને માટે આ નવી વસ્તુસ્થિતિ પાકી થાય ત્યાં સુધી–ઘણી પેઢીઓ સુધી–વાટ જોવી પડે છે, અને સામાજિક સુધારણાનું કામ જેટલું સાદું ધારીએ છીએ તેટલું નથી.

## મેંડલિયન લક્ષણો

આનુવંશિક સંસ્કારોના સંક્રમણ વિષે મેંડલ નામના ઑસ્ટ્રિયન પાદરીનું કામ, ઘણો વખત ભુલાઇ ગયું હતું; પણ તે ઘણું અગત્યનું છે. સાધારણ લીલા વટાણાના સંબંધી પ્રયોગ કરીને વંશજનનના કેટલાએક નિયમો તેણે દર્શાવ્યા છે. તેને સમજવાને માટે પ્રાણીઓ અને વનસ્પતિમાં ભૌતિકશાસ્ત્રના અણુઓના જેવા સૂક્ષ્મ ગુણોનો આધાર લીધો છે. આ સૂક્ષ્મ ગુણોને લીધે જુદી જુદી જાતનાં લક્ષણો

નવા લગ્નની સંતતિમાં ઊતર્યા વિના રહેતા નથી.

નવાં શોધાયેલાં દ્રવ્યોમાં પ્રોટીન, એનઝાઇમ, અને હરમોન્સ અગત્યનાં છે. નવા વીજાણુસૂક્ષ્મદર્શકની શોધ પછી જીવનના બંધારણમાં મુખ્ય ભાગ લેનાર પ્રોટીન નામના રાસાયનિક અણુઓને પ્રત્યક્ષ જોઇ શકાય છે. હાઇડ્રોજનના પરમાણુ કરતાં પ્રોટીનનું પરમાણુ પાંચ હજાર ગણું મોટું હોય છે. પ્રોટીન અણુમાં ગ્લોબ્યુલીન નામના અણુ ઘણા અગત્યના છે અને મનુષ્યજીવનમાં રોગના જંતુઓને જીતવામાં ઘણા ઉપયોગી છે. બહારના રોગોનાં જંતુઓ રક્તમાં દાખલ થાય કે તરત જ આ ગ્લોબ્યુલીન-અણુઓ ચેતનવંતા થઈ જાય છે, અને રોગના જંતુઓને પકડીને, કેદ કરીને, તેમને રોગરહિત ગઠ્ઠાઓ બનાવીને, રક્તની બહાર કાઢી શકે છે. આ પ્રોટીન અણુઓની આયોજનશક્તિ એટલી બધી તીવ્ર હોય છે કે તે એક નહિ પણ અનેક દિશામાં નવાં નવાં સંયોજનો બનાવી શકે છે; તેથી એક નહિ પણ અનેક જાતના રોગનાં જંતુઓને માત કરીને તેમને શક્તિહીન અને નિરુપાય બનાવી દે છે. તેથી શરીરનું સ્વાસ્થ્ય જાળવવાને માટે આ ગ્લોબ્યુલીન પ્રોટીનોને સારા પ્રમાણમાં રાખવાં જોઇએ. તેથી જ હીમોગ્લોબીન નામના પ્રોટીનનું કામ ઘણું જ અગત્યનું ગણાય. હીમોગ્લોબીનમાં મુખ્ય રંગરહિત પ્રોટીનનું હોય છે: તેમાં ચાર હાથ જેવા લાલરંગના "હીમો" ના અણુઓ ગોઠવાયેલા હોય છે, અને તેમાં લોહનું પ્રમાણ સારું હોય છે. આ લોહના પરમાણુઓ હવામાંથી પ્રાણવાયુ સારા પ્રમાણમાં લઇ શકે છે અને લોહીનો રંગ શુદ્ધ લાલ રાખી શકે છે. શરીરમાં ફક્ત શ્વાસોચ્છ્વાસ લેવાથી અથવા તો હવાના દબાણમાં સહેજ ફેરફાર થવાથી આ રક્તશુદ્ધિ થઈ શકે છે એ અત્યંત વિસ્મયકારક ઘટના છે; અને તેવી ઘટના જીવંત શરીરની બહાર કોઇ પણ યંત્ર મારફત યોજી શકાઇ નથી. હજુ સુધી કોઇ પ્રોટીનનું સંશ્લેષણ થયું નથી તેથી પ્રયોગશાળા અને સજીવસૃષ્ટિ વચ્ચેનું અંતર હજુ જીતવાનું બાકી છે.

પૃથ્વી ઉપર જીવન પહેલું ક્યાંથી અને શી રીતે આવ્યું તે વિષે બે મત હોઇ શકે. એક તો વિશ્વના બીજા ગ્રહો કે પ્રદેશમાંથી આવ્યું અને બીજું પૃથ્વી ઉપરથી જ ઉત્પન્ન થયું. બીજા મત-પ્રમાણે એમ કબૂલ કરવું પડે કે પૃથ્વીના પ્રાથમિક કાળમાં જીવન શક્ય નહોતું, પરંતુ પાછળથી નિર્જીવમાંથી સજીવ વસ્તુઓ ઉત્પન્ન થઇ. આ નિર્જીવમાંથી સજીવની ઉત્પત્તિ વિષે પ્રયોગાત્મક પુરાવો નથી તે છતાં તેને સ્વીકાર્યા સિવાય છૂટકો નથી.

પાચનક્રિયામાં "એન્ઝાઇમ્સ" નામનાં દ્રવ્યોની શોધ છેલ્લાં થોડાં વર્ષમાં જ થઇ છે. સ્ટાર્ચમાંથી સાકર, દૂધ સાકરમાંથી દુગ્ધામ્લ× એવી અનેક પ્રકારની પાચનક્રિયામાં ડાયસ્ટાસ, પેન્ક્રિયેટીન-જેવાં દ્રવ્યો અને પ્રાણવાયુની સાથે સંયોજન કરવામાં મદદ કરનાર ડીહાયડ્રોજનાઝ અને અંગારવાયુને છૂટા કરનાર કારબોનીક-એનહાઇડ્રાઝ વગેરે અનેક જાતનાં દ્રવ્યો શોધાયાં છે.

વળી શરીરનું સુકાન સારી રીતે ચાલે તેને માટે ગ્રંથીઓમાં સંચરતાં હરમોન્સ નામનાં દ્રવ્યો ઘણાં ઉપયોગી છે. મધુપ્રમેહમાં ઇન્સુલીન રામબાણ દવા પેન્ક્રિયાસ ગ્રંથીમાંથી નીકળે છે; કંઠમાળના કેટલાંએક રૂપમાં ઉપયોગી દ્રવ્યો થાયરૉઇડ ગ્રંથીમાંથી નીકળે છે; જાતિ-ભેદ રોગોમાં પીચ્યુટરી ગ્રંથી અને અંડગ્રંથીમાંથી નીકળતાં દ્રવ્યો પણ આજ પ્રકારનાં છે. પુરુષના અંડકોષમાંથી પ્રાપ્ત થતું ટેસ્ટોસ્ટરોન અને સ્ત્રીઓના અંડાશયમાં તૈયાર થતું ઇસ્ટરોજન પણ આવા જ હરમોન વર્ગનાં સત્ત્વો છે. આ સત્ત્વો વૃદ્ધાવસ્થામાં કે યુદ્ધમાં જખમથી ક્ષીણ થયેલી જીવનશક્તિને પાછી લાવવામાં ઘણાં ઉપયોગી નીવડયાં છે; અને આશા રાખવામાં આવે છે કે વૃદ્ધાવસ્થાના કેટલાએક અનિવાર્ય ચિહ્નોને દૂર રાખવામાં સફળ થશે અને મનુષ્યજીવનને ઘણો લાંબો વખત ટકાવવામાં પણ મદદ કરશે. આ રીતે ગ્રંથી-રસ-વિદ્યા મનુષ્યને દીર્ઘાયુષી કરવામાં ઘણી ઉપયોગી થવાનો

---

× Lactic Acid

મગજ લાખો વર્ષની ઉત્ક્રાન્તિનું ફળ છે; કીડા, માછલી, દેડકું, પક્ષી, કૂતરો, ઘોડો, વાંદરો એ સઘળાં પ્રાણીઓના મગજમાંથી ઉત્ક્રાન્ત પામેલા મનુષ્યના મગજમાં તે તે પ્રાણીઓના સંસ્કારનાં બીજ નાના મોટા સ્વરૂપમાં રહે છે. ફ્રીમેન અને વૉટ્સ નામના પ્રખ્યાત મગજ–શાસ્ત્ર વિષેના અભિપ્રાય પ્રમાણે મગજના થેલેમસ અને સેરેબ્રમ નામના બે મુખ્ય વિભાગ છે. થેલેમસ વિભાગમાં વિચારશક્તિ હોતી જ નથી પરંતુ મનુષ્યજીવનની બારીકમાં બારીક

જઇ શકે ત્યાં સુધી માનસિક ક્રિયામાં થોડો વાધો આવે છે, પરંતુ પાછળથી મનુષ્ય રોગિષ્ઠ વિક્રિયાઓ ભૂલી જાય છે અને વિચાર અને ઊર્મિનો સુમેળ સ્થાપી શકે છે.

મગજશસ્ત્રક્રિયાનાં પરિણામો જોતાં માનસક્રિયા ભૌતિક છે–જેમ પાચનક્રિયા કે લોહીની ગતિ શરીરવ્યાપારશાસ્ત્રના નિયમને આધીન છે તેવા જ પ્રકારની–ગણી શકાય. કેવળ લાગણીઓ, આવેશો, અને નૈસર્ગિક બળો પર આધાર રાખનાર ફ્રોયડની મનોવિશ્લેષણ પદ્ધતિ અને વિચારશ્રેણી આ શસ્ત્રક્રિયાનાં પરિણામોથી નકામી થઇ પડી છે. બાળકોની પ્રેરણા અને આવેશો દબાવવાથી નુકસાન થાય છે એ બીકથી સભ્યતા, શિષ્ટતા, સંયમ વગેરે ગુણો કેળવાઇ ન શકે; આત્મનિર્ણય અને સ્વતંત્ર જીવનને નામે સ્વચ્છંદી વર્તનને પોષણ મળે; અને આરામ અને આનંદની શોધમાં સંયમ અને નિયંત્રણને ભૂલી જવાય તો સમાજની દુર્ગતિ જ થવાનો સંભવ હતો. પરંતુ ઊર્મિમગજ અને વિચારમગજનું સમતોલપણું જાળવી શકાય એમ છે, ઊર્મિનિયંત્રણમાં થતા માનસિક આઘાતોને માનસિક રીતે મટાડી ન શકાય તો શસ્ત્રક્રિયાથી પણ મટાડી શકાય છે, એ જ્ઞાન આપણને માનવ સંસ્કૃતિમાં સંયમ અને વિચારશક્તિનો વિજય થવાની અને મનુષ્યનું ભવિષ્ય કેવળ ઊર્મિપ્રધાન નહિ થાય એવી ખાત્રી મળે છે તેથી સંતોષ અને આનંદ થાય છે. હજુ માનસ–વિદ્યાની પ્રગતિ મનુષ્યના ભવિષ્યની ઉજ્જ્વળ આશા આપે છે. એક માનસક્રિયાના અનેક પ્રકારોના અભ્યાસમાં અચેતન,[1] ઉપચેતન,[2] ચેતન,[3] ચેતનાતીત[4] એમ ચાર પ્રકાર ગણી શકાય[5] તે દરેકમાં ઘણા સંશોધનપ્રવાહો વહે છે અને તેમનાં પરિણામો

1. unconscious 2 subconscious 3. conscious 4. supraconscious. 5. Science to-day and to-morrow–W. Kaempffert. P. 210–45.

જુએ છે. કેવળ અપૂર્વતાના શોખીન રસભક્તોએ "કલ્પના કરતાં સત્ય વધારે અદ્ભુત હોય છે," "truth is stranger than fiction એ યાદ રાખવું જોઇએ અને સત્યમાંથી પણ સરસતા અને સૌન્દર્યનાં તત્ત્વો સંગ્રહવાં જોઇએ.

**વૈજ્ઞાનિક હકીકતોની રસમયતા**

વિજ્ઞાનનું ધ્યેય સૃષ્ટિક્રમ–સૃષ્ટિક્રિયા સમજવાનું છે. આ ધ્યેયની પ્રાપ્તિને માટે વિજ્ઞાન સૃષ્ટિક્રિયામાં સર્વત્ર વ્યવસ્થા અને નિયમિતતા જુએ છે અને શોધે છે. આ વ્યવસ્થા અને નિયમિતતાની સાથે સુઘટિતતા× અને સંવાદ÷ પ્રાપ્ત થાય છે. આ ચારે તત્ત્વો સૌન્દર્યનાં અને રસવૃત્તિનાં પોષક છે. તે ઉપરાંત સૃષ્ટિક્રિયાના બાહ્ય વર્ણનમાં જ એટલી બધી રસમયતા છે, કે તે દરેક હકીકતને કાવ્યનું રૂપ આપી શકાય; સૃષ્ટિની વિશાળતા અને વિશ્વનું વિરાટ સ્વરૂપ આપણને અદ્ભુત આશ્ચર્ય અને ભય વગેરે રસોનું દર્શન કરાવે છે. ઊંચા પર્વતોની ટોચ ઉપરથી દેખાતાં દૃશ્યો, ગીચ ઝાડીઓ, પાણીનાં શાંત ઝરણાં, એક બાજુએ દૂર દેખાતી હિમરેખા, અને બીજી બાજુએ દેખાતો વિશાળ દૃષ્ટિસીમાનો વિસ્તાર; અથવા તો અંધારી રાત્રિની ગાઢ શાન્તિમાં તારાનો પ્રકાશ, અને આકાશ અને અવકાશની અનંતતા અને શાન્તિ; સમુદ્રની મધ્યમાં તોફાન અને વાવાઝોડાની વિપ્લવમય પ્રવૃત્તિના અનુભવો અને તેને જીતવાને મનુષ્યના પ્રયત્નો; વાયુ અને જલની ગતિ અને તેમાં રહેલું બળ; સમુદ્રની ભરતીઓટની નિયામક શક્તિ; પાણીનાં ટીપાં અને સ્ફટિકના બંધારણમાં રહેલાં નિયામક બળ, વનસ્પતિ અને વૃક્ષને સુન્દર ફૂલફળનાં રંગીત કપડાં પહેરાવનારું બળ, પૃથ્વીને અને બીજા ગ્રહોને એક સાથે ગૂંથી રાખનાર બળ, અને આખા સૂર્યમંડળને એક દૂરના તારાની સમીપ ઘસડી જતું બળ, ખનિજ રેડિયમના પથ્થરો અને પરમાણુઓમાં રહેલું અથાગ બળ–એ સર્વ અદ્ભુત હકીકતો રસવૃત્તિને પોષે છે. સૃષ્ટિની નિયમિતતામાં પણ સૌન્દર્યનાં તત્ત્વો છે; સૂર્ય,

× Symmetry ÷ Harmony

ચંદ્ર અને ગ્રહોની નિયમિત ગતિ, ગુરુત્વાકર્ષણનો નિયમ, રાસાયનિક ક્રિયાઓના નિયમો, અને દ્રવ્ય અને શક્તિના સંરક્ષણના નિયમો સૃષ્ટિની સતત અને ગભરાવનારી ગતિમાં આપણને સ્થિરતા, શાન્તિ, સંતોષ અને આનંદ આપે છે. જીવવિદ્યાના અભ્યાસથી પણ જીવનશક્તિની મહત્તા, વિપુલતા, અને સર્જકતાનું ભાન થવાના વૈજ્ઞાનિકોને ઘણા પ્રસંગો આવે છે. મનુષ્યકૃત કોઈ પણ રાજ્યબંધારણના કરતાં ઊધઈ કીડી કે મધમાખીનું દૈનિક જીવન વધારે નિયમિત અને રસમય છે અને બારીક ટાંકણીના માથા કરતાં નાની જગ્યામાં રહેતા કીડીના મગજની રચના અને ક્રિયાના કરતાં સૃષ્ટિમાં વધારે અદ્‌ભુત વસ્તુ ભાગ્યે જ મળી આવશે. મનુષ્યે બનાવેલાં યંત્રો કરતાં તેનાં શરીરમાં રહેલાં નાનામાં નાના સાંધાની રચનામાં વધારે અદ્‌ભુતતા અને સંપૂર્ણતા રહેલી છે. વીજળીના દીવા કરતાં પણ ઓછા વ્યયથી આગિયો કીડો અને આગિયણ માખ પ્રકાશ આપી શકે છે. મનુષ્યે બનાવેલી આગબોટ કરતાં પણ વધારે સરળતા અને ગતિથી માછલીઓનાં ગતિયંત્રો કામ કરે છે; એરોપ્લેન કરતાં સાધારણ પક્ષીઓ વધારે સહેલાઈ-થી પોતાની મરજી પ્રમાણે આકાશમાં વિહરી શકે છે; મોટી હોવીટ્ઝર તોપો અને પરમાણુ બોમ્બ કરતાં પણ વધી જાય એટલી વિનાશશક્તિ એક ચપટીમાં સમાય એટલાં રોગપ્રસારક જંતુઓમાં હોય છે.

### વિશ્વની અનંતતા

સૃષ્ટિની અદ્‌ભુતતા, વિશાળતા, વિવિધતા અપરિમિત બળ, સતત ગતિ, નિયમિતતા, વ્યવસ્થા એ સર્વ શુષ્ક દેખાતાં વૈજ્ઞાનિક લક્ષણોમાં રસિકતા અને અને રસવૃત્તિનાં પોષક તત્ત્વો છે અને તે સકલ રસભંડાર કલાકારોના ઉપયોગ માટે ખુલ્લો છે. પરંતુ તે સર્વથી ચઢે તેવું વિશ્વનું અનંત રૂપ છે. "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ" એ સાધારણ કહેવત આ અનંતતાના વર્ણનમાં ખોટી પડે છે. દૂરદર્શક અને સૂક્ષ્મદર્શક યંત્રોની શોધથી અનંતતાના દૃશ્ય સીમાન્તો બંને છેડેથી વધુ અને વધુ દૂર થતા જાય છે. ખગોળમાં

સૂર્ય, ગ્રહો અને તારાની ગતિ, તેમનાં પરિણામો, અને તેમની વચ્ચેનાં અંતરો સાધારણ મનુષ્યની કલ્પનાની બહાર છે. "સૂર્યને એક રેતીના કણ જેટલો કલ્પો તો પૃથ્વી તેનાથી એક ઇંચ દૂર મૂકવી પડશે અને તેનું કદ ઘણું જ નાનું હોવાથી તે અદશ્ય બિંદુ જ રહેશે. એનાથી નજીકનો તારો બીજા રેતીના કણ જેવો દેખાશે, પણ તેને ચાર માઇલ દૂર મૂકવો પડશે....આપણો સૂર્ય અત્યારના પ્રચંડ વેગથી પોતાની નજીકના બીજા તારાને પહોંચવાની ઇચ્છા કરે, તો તેને ત્યાં જતાં સિત્તેર હજાર વર્ષ લાગે. પ્રકાશ–તેજ સેકંડના ૧,૮૯૦૦૦ માઇલ જેટલી ગતિથી ચાલે છે તો પણ નજીકના તારાથી પૃથ્વી ઉપર આવતાં તેને ૨॥ વર્ષ લાગે છે ! સૌથી નજીકનો તારો પૃથ્વીથી ૧,૮૬,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઇલ છેટે છે !" એક ગ્રામ હાઇડ્રોજનમાં તેનાં બારીક પરમાણુની સંખ્યા એટલી બધી હોય છે કે તે દર્શાવવાને ૬૬૦ની સંખ્યા ઉપર એકવીસ મીંડાં લખવાં પડે. અપૂર્વતાના પૂજકને આ સામગ્રી કરતાં વધારે રસિક અને અદ્ભુત સામગ્રી કઇ કલ્પનાસૃષ્ટિમાંથી મળી શકશે ?

### વૈજ્ઞાનિક વૃત્તિ અને રસવૃત્તિ

વિજ્ઞાનના સેવનથી, પ્રકૃતિના સૂક્ષ્મ નિરીક્ષણ અને અન્વેષણથી મનુષ્યની રસવૃત્તિ ક્ષીણ થતી નથી અને તેથી જીવનરસનો લહાવો લેવાની શક્તિ ઘટતી નથી એ આપણે ઉપર જોયું. વિજ્ઞાનથી રસભાવના પોષાય છે અને વિજ્ઞાનના વિકાસની સાથે રસભંડારની સામગ્રી પણ વધતી જાય છે, અને પ્રકૃતિના સૂક્ષ્મ નિરીક્ષણ અને અન્વેષણથી આ રસવૃત્તિ સંઘટ્ટિત થાય છે એ પણ આપણે જોયું. તે છતાં સ્પષ્ટ કરવું પડશે કે વિજ્ઞાનની ભાવના અને કલારસની ભાવના અથવા તો વૈજ્ઞાનિક વૃત્તિ અને રસવૃત્તિમાં ઘણો ભેદ છે. શિક્ષણ અને મનનથી વૈજ્ઞાનિકનું મન દરેક વસ્તુ તરફ શંકા અને સાવધાનતાથી જુએ છે, સત્ય અને ચોકસાઇ માટેનો આગ્રહ, અને સત્યપ્રાપ્તિમાં અંગત માનસિક દોષથી દૂર રહેવાના સતત પ્રયત્નો વગેરે કારણોથી માનસિક વૃત્તિ કેટલાક અંશે કલા અને રસભાવનાનાં બધાં સ્વરૂપોને પોષી શકતી નથી. રસભાવનાનું મૂલ-

કલ્પના છે અને તેનું ધ્યેય આનંદ છે; આનંદની શોધમાં કલ્પનાનો વિહાર અપ્રતિબદ્ધ રાખવાની વૃત્તિમાં કેટલીકવાર ઘણી વિજ્ઞાનની સાવધાનતા અને વાસ્તવિકતા અંતરાયરૂપ થઇ પડે છે. પરંતુ વિજ્ઞાનની શોધો રસવૃત્તિને બાધક નથી; સૃષ્ટિનું રહસ્ય સમજતાં આશ્ચર્ય અને અદ્ભુતતાના અંશો નાબુદ થવાને બદલે વધારે ઊંડા અને ગહન થતા જાય છે. એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિક લેખકના શબ્દોમાં કહીએ તો "Science never destroys wonder but only shifts it, higher and deeper;" સાધારણ દૃષ્ટિએ જોઇએ તેના કરતાં વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોવાથી આપણને કાંઇક વધારે સૂક્ષ્મ, વધારે ઉચ્ચ અને વધારે ઊંડું રહસ્ય પ્રાપ્ત થાય છે. સત્ય અને સુન્દરતા એ બે એક જ પરમ તત્ત્વનાં શુદ્ધ લક્ષણો છે, તેમાં ભેદનો આભાસ હોવા છતાં વિરોધ નથી એની પ્રતીતિ થાય છે.

વૈજ્ઞાનિકો રસવૃત્તિવિહીન હોય છે એમ ધારવાને કારણ નથી. મેલેરિયાના રોગ કઇ જાતના મચ્છરથી કેવી રીતે થાય છે તેની શોધ કલકત્તામાં સર રૉનાલ્ડ રૉસના હાથે ૧૮૯૮માં થઇ હતી: તે પ્રસંગે તેણે વૈજ્ઞાનિકના મનમાં ઉદ્ભવતી સંતોષ, આનંદ, અને ગર્વની લાગણીઓ દર્શાવતી કવિતા લખી છે. રૉસ એક પ્રતિભાશાળી અને અનેકદેશી વિદ્યાનો ઉપાસક હતો. તેની કવિતામાં વૈજ્ઞાનિકના વિજયની સાથે પ્રભુનું ચિંતન અને સમાજસેવાના આદર્શો સારી રીતે વ્યક્ત થયા છે.

This day relenting God
Hath placed within my hand
A wondrous thing; and God
Be praised. At His command
Seeking His secret deeds,
With tears and toiling breath

I find thy cunning seeds
O million-murdering Death.

I Know this little thing
A myriad men will save.
O Death, where is thy sting,
Thy Victory, O Grave?

આજે કૃપાળુ પ્રભુએ મારા હાથમાં એક અદ્ભુત વસ્તુ મૂકી છે. તેને હું વંદું છું. પ્રભુની આજ્ઞાથી તેમની ગહન કૃતિઓનું શોધન કરતાં કરતાં શ્રમિત હૃદય અને અશ્રુદ્રવિત ચક્ષુઓથી હું, લાખો માનવીના નાશ કરનાર યમદેવના બીજાંકુરોને શોધી શક્યો છું. આ જ્ઞાનલવથી પણ હજારો માનવીઓને બચાવી શકાશે એવી મારી ખાત્રી છે. મૃત્યુ તારો ડંખ ક્યાં છે અને યમદેવ તારો વિજય ક્યાં છે?......"મૃત્યુ મરી ગયું રે લોલ!"

વૈજ્ઞાનિક હકીકતોમાંથી રસવૃત્તિનું સેવન થઈ શકે છે એ શ્રી. કાલેલકરે પોતાના લેખોમાં અનેકવાર સિદ્ધ કરી બતાવ્યું છે. कथं न ज्ञेयं अस्माभिः એ સુંદર અને સમર્થ લેખમાં "મારી અંદરનો ભૌતિકશાસ્ત્રી" અને તેની અદમ્ય જિજ્ઞાસાનું આનંદમય વર્ણન છે. એ પ્રકૃતિપૂજક કવિ ગદ્યમાં સુંદર કવિતા લખે છે. ખગોલવિદ્યાના અભ્યાસ અને મનનથી એ વિષયને તેમણે કેટલો આકર્ષક બનાવ્યો છે! એમના "જીવનના આનંદ"માં 'અનંતનો વિસ્તાર' એ ૭૦ પાનાં ખગોલવિદ્યાના પ્રત્યક્ષ અનુભવથી તરબોળ છે અને તેમનું એક વાક્ય તો તેમનો અસીમ વિજ્ઞાનપ્રેમ દર્શાવે છે. "સપ્તર્ષી, વીંછૂડો, હરણું, કૃત્તિકા, ચિત્રા, સ્વાતિ, હાથિયો, શ્રવણ વગેરે વેદકાળથી આપણને જગાડતા તારાઓની આકૃતિઓ અને એમનાં સ્થાન આપણે ઓળખી ન શકીએ?" કાકા કાલેલકર એકલી પ્રાચીનતાના પૂજક નથી. તેમણે પોતાના ઉપમાભંડારને

દાલવીને કોઇ વાર કેટલાએક વાદળાંને " પ્લેટીનમ " સાથે સરખાવ્યાં છે. તેમાં પ્લેટીનમ જેવી અર્વાચીન ધાતુના રંગની ખરી કિંમત તેમણે વૈજ્ઞાનિક રીતે કરી છે. તેમના જેવા બીજા સમર્થ લેખકો પાસે આપણે વિજ્ઞાનની સામગ્રી સાહિત્ય અને કવિતામાં પ્રસરતી જોવાની આશા કેમ ન રાખીએ ?

ઉમાશંકર જોષીએ તેમની અદ્દભુત શૈલીમાં વિજ્ઞાનની કિંમત કરી છે, " જ્ઞાનસિદ્ધિ એક વૈજ્ઞાનિકનું આત્મકથન " એ સુંદર કાવ્યમાં વૈજ્ઞાનિકોની મનોવ્યથાનું વર્ણન છે.

એ સત્ય કાજે ન ઘડીય જંપવું.
જ્વાળામુખીના મુખમાં પ્રવેશવું.
ઢંઢોળવાં ઉન્નત શૃંગ અદ્રિનાં
ને પેંગડામાં સ્થલ કાલને લઇ
બ્રહ્માંડ કેરાં તળિયાં તપાસવાં.
તૂટો, તૂટો, સૌ ભ્રમમાળ તૂટો
જાૂઠાં તૂટો કીરત કોટ સર્વ.
તૂટો ભલે સૌ સ્થલકાલ બીંતડાં,
કે ચિત્ત તૂટો મુજ વિશ્વ માપતું.
પરંતુ પાયા સતના તૂટો ના;
ને ભાવિ આશા લગીરે ખૂટો ના.

ઉમાશંકર જોષી ઉત્ક્રાન્તિવાદ વિષે નીચેનો ઉલ્લેખ કરે છે :

વિકસ્યો ક્રમ સૃષ્ટિનો, વિરતર્યો, પાંગર્યો, ભલો
છલકાયો ધરાકેરા ખોળલો બાળુડાં વડે.
ઉદ્ભિજ્જોની વધી વેગે સુસંતતિ અંકુરિતા
જાગી બીજી પ્રમાતંતી અંડજોની જમાત ત્યાં
પ્રસરી પાંગરી એ ત્યાં જાગી ઓજસ્વતી બીજી
યોનિજો તણી સૃષ્ટિ, ને પૃથ્વી થૈ પ્રાણીઓવતી.

તેમ છે અને પ્રજાનું શારીરિક દારિદ્રય મટાડવાને નિષ્ણાત દાકતરો પૂરતી નહિ પણ સારી સંખ્યામાં મળી શકે એમ છે. પરંતુ ખરી વૈજ્ઞાનિક વૃત્તિ સિવાય પ્રજાને કે દેશને જોઇતો લાભ મળનો નથી. દાકતરી શિક્ષણની પદ્ધતિ જ એવી થઇ પડી છે કે જોઇએ તેટલા વિદ્યાર્થીઓને શિક્ષણ પણ મળી શકતું નથી. તેજસ્વી વિદ્યાર્થીઓ શિષ્યવૃત્તિ લઇને આગળ વધી શકે છે, ને લાગવગ અને સાધનવાળા પણ ઓછી બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને દાકતર થવાની તક મળે છે. પણ સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓને તક મળતી નથી. વળી શિક્ષણને માટે સમય અને લાયકાત ઓછી હોવાને લીધે સમાજને દાકતરી શિક્ષણનો જોઇએ તેટલો લાભ મળતો નથી અને સાધારણ દાકતરોને જૂની પદ્ધતિથી કામ કરવાની ટેવ પડી ગયેલી હોવાને લીધે પોતાના રોજના ધંધામાં ઘણી ભૂલો કરે છે. પરંતુ તેમની સંખ્યા ઓછી હોવાને લીધે અને તેમને પોતાની લાયકાતના પ્રમાણમાં વધારે માન મળતું હોવાને લીધે સમાજને તેમનાં શિક્ષણ અને બુદ્ધિનો યોગ્ય લાભ મળતો નથી. આ વિષેનું આયોજન સફળ થાય તે પહેલાં શિક્ષણ વિશાળ અને સસ્તું કરવું જોઈએ. દાકતરો, વૈદો, કે હકીમો ઘણી સારી સંખ્યામાં ઉત્તમ શિક્ષણ લઇને તૈયાર થાય તો જ તેમાંથી થોડાએક સેવાભાવી અને કાર્યદક્ષ વિદ્વાનો પ્રજાની શારીરિક અને આરોગ્યવિષયક સંપત્તિમાં વૃદ્ધિ કરી શકે.

ખોરાકને માટે જોઇતું અનાજ સારી જાતના અને સારા જથ્થામાં તૈયાર થવું જોઇએ. રશિયા જેવા ફળદ્રુપ દેશોમાં પણ એ દેશની આયોજનામાં ખોરાકને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું હતું. અને ૧૬ ટકા જેટલું અનાજ વધારે ઉત્પન્ન કરવાને માટે આયોજના કરવામાં આવી હતી. હિન્દુસ્તાનમાં પણ સાડા પાંચ કરોડ ટનને બદલે સાડા ૭ કરોડ ટન જેટલું અનાજ ઉત્પન્ન કરવાની જરૂર છે. તે ઉપરાંત દેશની વસ્તીમાં દર વર્ષે પચાસ લાખ માણસો વધે છે તેને માટે પણ જોગવાઇ કરવી જોઇએ. આ કામને માટે

ફક્ત વધારે પ્રમાણમાં ખેતી કરવી અથવા તો બીજા પાક ઘટાડીને ફક્ત ખોરાકના અનાજના પાકનો વધારો કરવો એ પૂરતું નથી. સારાં બીજ વાવવાથી, સારું ખાતર નાંખવાથી અને ખેતીમાં સંભાળ લેવાથી થોડો વધારો થઈ શકે. પરંતુ એના કરતાં યે નવી જમીન પર સારી ખેતી કરવાને માટે જમીનનાં તત્ત્વોનું સંશોધન અને જ્યાં જરૂર પડે ત્યાં યંત્રો વાપરી નવી જમીન ખેતીમાં લાવવાને માટે વ્યવસ્થાપૂર્વક યોજના થવી જોઈએ. આ કાર્યમાં વિજ્ઞાનનો ખરો ઉપયોગ થઇ શકે તેને માટે વિજ્ઞાનના ઇતિહાસની અને સંશોધનની દૃષ્ટિએ શિક્ષણ અપાવું જોઇએ. ખરી વૈજ્ઞાનિક વૃત્તિ જમાડવી જોઇએ, તે સિવાય ઉપલકીયું શિક્ષણ નકામું જાય છે.

વૈજ્ઞાનિક વૃત્તિ અને વૈજ્ઞાનિક પદ્ધતિ સમાજના અનેક પ્રશ્નોના અભ્યાસમાં દાખલ કરવી એ ઘણું અગત્યનું કામ છે. ગુજરાતના સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે પણ આ પદ્ધતિનો લાભ લેવો જોઇએ. નવગુજરાતના સામાજિક વિધાનનું સંવાદી અને સમન્વિત ચિત્ર તૈયાર કરવું હોય તો અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, નૃવિદ્યા અને સમાજવિદ્યામાં પણ વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે અન્વેષણ અને સંશોધન કરવાની જરૂર છે. અને તેવી જ રીતે ઇતિહાસની પુનર્રચનાને માટે પુરાતત્ત્વની ઊંડી વિદ્વત્તાનો ઉપયોગ વિજ્ઞાનની પદ્ધતિથી થવો જોઇએ. અત્યારે સમાજવિદ્યા ફક્ત વર્ણન અને વિવેચન પર આધાર રાખે છે તેને બદલે તે પ્રયોગાત્મક બની વિનિયુક્ત વિજ્ઞાનની શાખા ગણાવી જોઇએ. વૈજ્ઞાનિક પદ્ધતિથી આપણા સમાજના પ્રશ્નોનો ઉકેલ થાય તો યંત્રોની વિરુદ્ધ જે ખોટી ભાવના ઉત્પન્ન થઈ છે તેનો વાસ્તવિક નિકાલ થઈ જાય. દેશની ખેતીમાં અને ઉદ્યોગોમાં જ્યાં જ્યાં યંત્રોની જરૂર પડે ત્યાં ત્યાં તેનો ઉપયોગ કરવો જોઇએ અને યંત્ર વિરુદ્ધ જે કાંઈ અનુભવ થયેલા હોય તેનો યોગ્ય રસ્તો કાઢીને સમાજની ઉન્નતિ સાધવાનો પ્રયત્ન થવો જોઇએ. યંત્રો બનાવનાર અને યંત્રો વાપર-

-નાર જુદા દેશોના હોય તો તેમનો વિરોધ સમજી શકાય તેમ છે. પરંતુ એક જ દેશમાં દેશના જ કારીગરોનાં બળ અને બુદ્ધિથી બનાવાતાં યંત્રો તે જ દેશમાં વપરાય તો તેમાંથી ગેરલાભ થવાના સંભવ ઘણા ઓછા છે. વધારે અનાજ મેળવવું હોય, દેશને વધારે કાપડની જરૂર હોય, વધારે જલદીથી વધારે સંખ્યામાં અને ઓછા ખર્ચે મુસાફરી કરવી હોય તો યોગ્ય ખેતીનાં સાધનો, યંત્રો, રેલ્વે, મોટર અને વિમાન આ દેશમાં જ બને અને આ દેશનો જ કાચો માલ આ જ દેશના કારીગરો અને દેશના જ પેટન્ટો વપરાય તો મુડીવાદ અને મજૂરવાદના વિરોધને સ્થાન નહિ રહે. સમાજનાં જુદાં જુદાં અંગોમાં વિરોધ અને કલહનાં કારણો તો હંમેશાં રહે-વાનાં જ. પરંતુ તેમને દૂર કરવાને માટે સાધનો અને યોજનાઓ વૈજ્ઞાનિક આયોજનથી નક્કી કરી શકાય એમ છે.

શુદ્ધ ધાર્મિક પ્રશ્નોમાં વિજ્ઞાનને સ્થાન નથી. પરંતુ જ્યારે ધર્મ અને દૈનિક આચાર વચ્ચે વિરોધ ઉત્પન્ન થાય અને સમાજની પ્રગતિમા ધર્માંધતાથી અંતરાય આવે ત્યારે વિજ્ઞાન શત્રુભાવે નહિ પણ મિત્રભાવે આ વિરોધ શમાવવાનો પ્રયત્ન કરી શકે. જૈનો અને વૈષ્ણવો, સનાતનીઓ અને સમાજીઓ, હિંદુઓ અને મુસલમાનો એ સર્વેનાં ધર્મશાસ્ત્રો વિષે વિજ્ઞાનને કહેવાનું હોય જ નહિ; પરંતુ તેમના આચારવિચારના અંતરાયો દેશ અને સમાજને હાનિકર્તા ન થઇ પડે તેવી વિચારસૃષ્ટિ ઉત્પન્ન કરવામાં વિજ્ઞાનનું વિશાળ દૃષ્ટિ-બિંદુ ઘણું ઉપયોગી થાય એમ છે. સત્યસેવન અને નિષ્પક્ષપાતી વિચારની ટેવથી બંધાયેલા વૈજ્ઞાનિક વિચારકોના અભિપ્રાય સ્વતંત્ર હોવાથી તેમના દૃષ્ટિબિંદુની અસર સમાજ ઉપર એક સરખી રીતે પ્રસરશે અને તેનો સ્વીકાર સર્વત્ર થશે. વિજ્ઞાનની તુલનાત્મક પદ્ધ-તિના સંસર્ગથી ધર્મનું ખોટું ઝનૂન ઓછું થવાનું; અને જેમ જેમ વૈજ્ઞાનિક વિચારો સમાજમાં પ્રસરતા જશે તેમ તેમ ધાર્મિક વિરોધ અને કલહોની તીવ્રતા અને સંખ્યા ઓછી થવાની.

વિજ્ઞાનની કિંમત રશિયામાં જેટલી થાય છે તેટલી પૃથ્વીના કોઈ પણ દેશમાં થઇ નથી. રશિયામાં ૧૯૩૪ ની સાલમા પણ દર વર્ષે એક અબજ રૂબલ વિજ્ઞાનને માટે રાજ્ય તરફથી વપરાતા. અમેરિકામાં વિજ્ઞાનને માટે વપરાતી રકમ આના ત્રીજા ભાગની અને બ્રિટનમાં દશમા ભાગ જેટલી હતી. આ કારણને લીધે રશિયામાં વિજ્ઞાનનો વિકાસ વિપુલ રીતે થયો છે. હિંદમાં પણ તે વિકાસનાં ચિહ્નો જોવામાં આવે છે, પણ તે હજી બીજાંકુર રૂપમાં જ છે.

વિજ્ઞાનનાં અન્વેષણનાં સાધન અને પદ્ધતિ જ્યારે આધ્યાત્મિક પ્રદેશોમાં સુવ્યવસ્થિત રીતે સ્વીકારાશે અને જ્યારે નવું માનસશાસ્ત્ર આત્માના આધ્યાત્મિક સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન મેળવશે ત્યારે સર્વ ધર્મમાંથી એક વિશ્વવ્યાપી ધાર્મિક વિચાર નીકળશે અને તેનાથી ધર્મના બધા બાહ્ય વિરોધો શમશે. આ સમય દૂર હોવા છતાં પણ હાલના ધાર્મિક વિરોધ અને અંદર અંદરના કલહ શમાવવાને માટે વિજ્ઞાનના વિચારો કરતાં વધારે ઉત્તમ સાધન મળવું અશક્ય છે.

૧૯૪૭ની હિંદી વિજ્ઞાની કોંગ્રેસનું પ્રમુખપદ રાષ્ટ્રનેતા પંડિત જવાહરલાલ નહેરુએ લઇને અને રાષ્ટ્રીય સરકાર તરફથી વિજ્ઞાનને ઉત્તેજન આપીને વિજ્ઞાનના ઇતિહાસમાં નવો યુગ શરૂ કર્યો છે. હિંદ જેવા ફળદ્રુપ દેશમાં ભૂખમરો અટકાવવા માટે ગરીબાઇ, અજ્ઞાન, વહેમ, જડ રીતરિવાજોમાંથી પ્રજાને બચાવવા માટે દેશની અઢળક સંપત્તિનો સંપૂર્ણ ઉપયોગ કરવા માટે વિજ્ઞાન સારી મદદ કરી શકે એમ છે. વિજ્ઞાન અને વિજ્ઞાનની શોધોનો ઉપયોગ તો આર્થિક અને ઔદ્યોગિક કારણોને લીધે દેશમાં જરૂર થવાનો છે, અને તેમાંથી ગુજરાત અલગ રહી શકે એમ નથી. પરંતુ તે ઉપરાંત બીજાં ક્ષેત્રોમાં વિજ્ઞાનનો ઉપયોગ થાય એ ઇષ્ટ છે.

વિજ્ઞાનની યોગ્ય સેવા વિના ગુજરાતની સંપૂર્ણ ઉન્નતિ સધા-

વી અશક્ય છે. વિજ્ઞાન એટલે કેવળ શુષ્ક હકીકતનો ભંડાર એ સંકુચિત અર્થમાં ન લેતાં વ્યવસ્થા, મહેનત, ખંત, ધીરજ, નમ્રતા, વિચાર અને અભિપ્રાયનું સમતોલપણું વગેરે ગુણોના લાભ આપનારી વૈજ્ઞાનિક પદ્ધતિ અને વૈજ્ઞાનિક વૃત્તિ એ સર્વનો સમાવેશ વિજ્ઞાનમાં થવો જોઇએ. દરેક પ્રશ્નને વિજ્ઞાનની દૃષ્ટિથી એટલે કેવળ સત્યશોધક દૃષ્ટિથી ચર્ચવાની, એક જ અભિપ્રાયને વળગી રહેવાની હઠને બદલે, નવી માહિતી કે સાક્ષી મળતાં અભિપ્રાય બદલવાની તૈયારી અને તે પહેલાં ઉતાવળથી અને ખાત્રી કે પ્રયોગ વિના અભિપ્રાય નહિ બાંધવાની ટેવ પાડવાને માટે સતત માનસિક સંયમની જરૂર છે. વિજ્ઞાનની આટલી બધી સામગ્રી પ્રાપ્ત કરવી કઠિન લાગે પરંતુ તે આવશ્યક છે અને છેક દુઃસાધ્ય નથી. ગુજરાતની મહત્તા હજુ સંપૂર્ણ રીતે સમજાઇ નથી. ગુજરાતીઓને કેવળ સ્વાર્થી, ધનલોભી, નફાખોર, વ્યાપારી વૃત્તિની પ્રજા ગણનારાઓ ભૂલ કરે છે. જે પ્રજાએ ગાંધીજી જેવા વિચારક અને કર્મયોગી મહાપુરુષ આપ્યા છે, દયાનંદ સરસ્વતી જેવા ધર્મ-વીર, દાદાભાઇ નવરોજી જેવા કર્મવીર, વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઈ પટેલ જેવા રાજપુરુષો, જમશેદજી ટાટા જેવા ઉદ્યોગવીર અને દાન-વીર આપ્યા છે તે પ્રજાની કિંમત હવે અલ્પ ન ગણી શકાય. ગુજરાતની સાધારણ પ્રજાની શારીરિક અને આર્થિક નિર્ધનતા ભલેને હાલમાં ચિંતા ઉપજાવે તેવી હોય; પરંતુ જે જે દિશાઓમાં ગુજરાતે અત્યાર સુધી ખ્યાતિ મેળવી છે તે જોતાં તેનું ભવિષ્ય ઉજ્જવળ અને આશાપ્રદ છે. હજુસુધી વિજ્ઞાનની જે કાંઇ અવગણના થઈ છે તેનું પ્રાયશ્ચિત્ત કરવાની તૈયારીનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. ગુજરાતના પ્રભાવશાળી પ્રથમ વૈજ્ઞાનિક વિદેહી પ્રોફેસર ગજ્જરનાં વૈજ્ઞાનિક શિક્ષણના અમુક અંશો 'કલાભવન'માં સુસ્થાપિત થયા છે. તેમણે સ્થાપેલું એલેમ્બિક કેમિકલ કારખાનું ગુજરાતના રાસાયનિક ઉદ્યોગોને સારું ઉત્તેજન આપી રહ્યું છે અને તેની પાસે જ સારા-ભાઇ કેમિકલ કારખાનાની શરૂઆત થઇ રહી છે. તેમના જ એક

વિદેહી શિષ્ય કપિલરામ વકીલે સ્થાપેલાં રાસાયનિક કારખાનાંઓ ધ્રાંગધ્રા અને મીઠાપુર (દ્વારકા)ના શાન્ત પ્રદેશોને નવીન અને અપૂર્વ અર્વાચીનતા અપાવે છે. ગુજરાતમાં જન્મેલા જમશેદજી ટાટાની સંપત્તિ અને બુદ્ધિથી બેંગલોરના વૈજ્ઞાનિક મહાવિદ્યાલયમાંથી નીકળતા પ્રવાહનો લાભ ગુજરાતને અપરોક્ષ રીતે ઘણી દિશામાં મળ્યો છે. ત્યાંના જ એક સંશોધક અને શિક્ષક હોમી ભાભાએ વિશ્વરશ્મિ અને પરમાણુશક્તિના વિષયમાં વિલક્ષણ પ્રતિભા બતાવીને રોયલ સોસાઇટીના પ્રથમ ગુજરાતી ફેલોની અપૂર્વ ખ્યાતિ મેળવી છે અને વધુ કીર્તિ અને જ્ઞાન મેળવવાની આશા આપે છે. અમદાવાદના મીલ ઉદ્યોગના સ્થાપક રાવબહાદુર રણછોડલાલ છોટાલાલના કુટુંબની સખાવતેથી એક હુન્નરશાળા અને એક વિજ્ઞાનની પાઠશાળા સ્થપાયાં છે. કાપડની મીલોથી ગુજરાતની આર્થિક સંપત્તિમાં અઢળક વધારો થયો છેઃ અને સવા કરોડ રૂપિયા આ મીલો તરફથી નવી વૈજ્ઞાનિક હુન્નરશાળાની સ્થાપનામાં ખરચાવાના છે. ગુજરાતમાં કૃષિવિદ્યાલય અને પશુપ્રજનન વિદ્યાલય આણંદ ખાતે સ્થપાયાં છે. મેડીકલ અને ઇજનેરી કૉલેજો અમદાવાદ અને વડોદરામાં સ્થપાવાના ભણકારા વાગી રહ્યા છે. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનાની તૈયારીઓ વેગવાન રીતે થતી લાગે છે. ગુજરાત કાઠિયાવાડનાં નાનામોટાં રાજ્યોનાં સંઘટ્ટન અને એકીકરણના દિવસો બહુ દૂર નથી. ભાવનગર પ્રજાની યોજના સ્વીકારાય તો સકળ ગુજરાત એક જ રાજતંત્ર કે પ્રજાતંત્રના નિયમનમાં આવે એ ઘટના હવે બહુ દૂર ન ગણાય. તેવા પ્રસંગે ગુજરાતીઓની વ્યવહારકુશળ બુદ્ધિ વિજ્ઞાનની વાસ્તવિક કિંમત જરૂર સમજશે. ત્યારે વિજ્ઞાનનો અનાદર તો નહિ જ થાય, પરંતુ ઉત્તરોત્તર વિજ્ઞાનની પૂજા વધતી જશે, અને તે દિશામાં ગુજરાતની પ્રતિષ્ઠા ગૌરવ અને મહિમાની વૃદ્ધિ કરવાના શુભ કાર્યમાં વૈજ્ઞાનિક જરૂર

ઉપયોગી થશે.

વિજ્ઞાન એટલે વિજ્ઞાનનાં કેવળ શુષ્ક તથ્યો નહિ, પણ વૈજ્ઞાનિક વૃત્તિ-નિઃસ્વાર્થી જીવન, નમ્રતા, ખંત, મહેનત વગેરે ગુણોની કેળવણી એટલો ભાર ફરીથી મૂકવો જોઇએ. આ વિષે મહાન રશિયન વૈજ્ઞાનિક પાવલોવના નીચેના શબ્દો અક્ષરે અક્ષર પાલન કરવા યોગ્ય છે:

"મારા દેશના વિજ્ઞાનના અભ્યાસને માટે તત્પર થયેલાં યુવકો અને યુવતીઓને હું શું કહેવા ઇચ્છું છું?

સૌથી પ્રથમ તો ખંત. સફળ વૈજ્ઞાનિક કાર્યને માટે આ ઘણી અગત્યની જરૂરિયાત વિષે તીવ્ર ઊર્મિ સિવાય હું કદિ બોલી શકતો નથી. ખંત, ખંત અને તે ઉપરાંત પણ ખંત. તમારા કાર્યની શરૂઆતથી જ જ્ઞાન પ્રાપ્ત કરવામાં ખંતથી કામ કરવાની ટેવ પાડો.

વિજ્ઞાનના શિખર ઉપર ચઢવાનો પ્રયત્ન કરો તે પહેલાં વિજ્ઞાનનાં મૂળ તત્ત્વો બરાબર શીખો. પહેલાંનું જ્ઞાન પાકું કર્યા વગર નવું કામ હાથમાં લેશો નહિ. તમારા જ્ઞાનમાં કાંઇક પણ ઊણપ હોય તો નવાં ગપ્પાંથી અથવા નવી કલ્પનાઓથી અથવા નવા સિદ્ધાન્તના નામે તે ઊણપ પૂરવા યત્નો કરશો તો આવા પરપોટાઓથી અને તેમના વિવિધ રંગોને લીધે તમને ક્ષણિક આનંદ થશે પણ તે ફૂટી ગયા પછી તમારી પાસે વધુ ગૂંચવણ સિવાય કાંઇ રહેશે નહિ.

ધૈર્ય અને આત્મનિયંત્રણ કેળવો. વૈજ્ઞાનિક સફળતા માટે જરૂરી એવી સખત મહેનત-મજૂરી કરતાં શીખો. સંપૂર્ણ તથ્યો અને હકીકતો મેળવો, તેનો અભ્યાસ કરો અને સરખાવો. પક્ષીની પાંખો ગમે તેવી સંપૂર્ણ હોય પરંતુ હવાના ટેકા વગર તે અદ્ધર ઊડી શકે જ નહિ. તથ્યો વૈજ્ઞાનિકોની હવા છે અને તે હવા વગર વૈજ્ઞાનિક કોઈ દિવસ ઊંચે ઊડી શકે જ નહિ. તથ્યો સિવાય તમારી કલ્પનાઓ અને સિદ્ધાન્તોની મહેનત પાણીમાં જશે.

અભ્યાસ વેળાએ, પ્રયોગ વેળાએ અને અવલોકન વેળાએ હકીકતોમાં ઊંડા ઊતરવા પ્રયત્ન કરજો. તથ્યોના કેવળ ચોકીદાર-તથ્યપાલની પદવીથી સંતોષ ન માનશો. તેમની ઉત્પત્તિનું રહસ્ય જાણવાને માટે હમેશાં પ્રયત્ન કરો, તેમનું નિયમન કરનારા નિયમો શોધવાને હમેશાં પ્રયત્ન કરો.

નમ્રતા એ બીજો જરૂરી ગુણ છે. 'હું તો બધું જ જાણું છું" એવો ભાવ કદિ ન સેવતા. તમારી કીર્તિ ચોગરદમ પ્રસરી હોય અને તેને માટે તમે યોગ્ય હો છતાં પણ 'ના, હું અજ્ઞાન છું' એવું મનને કહી દેવાની હિંમત ના ગુમાવશો.

અહંકારને નવ ગજના નમસ્કાર કરજો. અહંકાર તમારા ઉપર કાબૂ જમાવશે ત્યારે તે તમારી સહકારની ઇચ્છા હોવા છતાં હઠીલાપણામાં ફેરવી નાંખશે. ઉપયોગી સલાહસૂચનો અને મૈત્રીભરી મદદ નકારવા લલચાવશે. વળી અહંકારનાં પડળ બંધાવાથી તમને વૈજ્ઞાનિક્ વાસ્તવિકતાનો લાભ મળશે નહિ.

ત્રીજો ગુણ ધગશ. વિજ્ઞાન મનુષ્યનું સારુંયે જીવન માગી લે છે એ યાદ રાખજો. ભલેને તમને એકને બદલે બે જિંદગી ભોગવવાની મળે તો તે પણ ઓછી પડશે. વિજ્ઞાન માણસની પાસેથી ઊંડી સમજ, અથાક પ્રયત્ન અને શ્રદ્ધા માગે છે."

આપણા દેશમાં અને ખાસ કરીને પંડિત જવાહરલાલ નેહરુના ઉત્સાહથી વિજ્ઞાનને, વૈજ્ઞાનિક શિક્ષણને અને વૈજ્ઞાનિકોને ઘણું ઉત્તેજન મળતું જાય છે. આ પ્રમાણે વિજ્ઞાનમાં દેશ તરફથી જે વિશ્વાસ મૂકવામાં આવે છે તેનો બરોબર ઉત્તર આપવો એ વિજ્ઞાનપૂજક યુવાનો તેમ જ વડીલોની આવશ્યક ફરજ છે.

✱

# સંદર્ભ-પુસ્તકોની યાદી


Introduction to Science J. A. Thomson. 1912.

Science and the Human Mind. W. C. Whetham 1912.

Discovery, the Spirit and Service of Science. R A. Gregory. 1912.

The Grammar of Science. Karl Pearson 1911.

Introduction to Science Alexander Hill.

The Foundations of Science W. C. Whetham. 1912. (ગુજરાતીમાં અનુવાદ—"વિજ્ઞાન પ્રવેશિકા" —કર્તા રા. છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી)

The Commonsense of the Exact Sciences. W. K Clifford 1879.

A History of the Inductive Sciences. W. Whewell. 1857.

A History of European Thought in the Nineteenth Century. Vol II. Scientific Thought. Merz 1896.

Lectures on the Method of Science. B. Strong Oxford-1906.

Recent Developments in Physical Science W. C Whetham 1909.

Electrical Nature of Matter and Radio Activity. H C. Jones. 1911.

The Coming of Evolution. J. W. Judd. 1910.

The Origin of Species Darwin.

Darwin & Modern Science. Ed S C. Seward 1909.

Social Evolution Benjamin Kidd.

Hereditary Genius. Francis Galton.
The Riddle of the Universe. E. Hackel. 1900.
Elements of Metaphysics. A. E. Taylor. 1993.
Fragments of Science. Tyndall. 1876.
A History of the Warfare of Science with Theology. A. D. White.
A History of the Conflict between Religion and Science. J. W. Draper.
An Outline of History. H G. Wells. 1921.
A History of Science. Sedgwick & Tyler.
A History of Science. H. S. Williams.
History of Chemistry. Sir Edward Thorpe.
Introduction to History of Science. Miss Arabella Buckley.
Civilisation in Ancient India. R. C. Dutt.
Physical Sciences of the Hindus. B. N. Seal: Panini Office.
Positive Sciences of the Ancient Hindus. B. N. Seal. Longmans.
The Hindi Scientific Glossary. Nagari Pracharini Sabha.
Newton to Einstein. Harrow.
Hindu Chemistry. Sir P. C. Ray. 2 vols. ગુજરાતી અનુવાદકર્તા: પ. વૈ. મેઢ. ગુ વ. સોસાયટી.
Hindu Achievements in Exact Sciences. B. N. Sarkar.
Hindu Superiority. Har Bilas Sarda.
The Surgical Instruments of the Hindus. 2 vols. (Calcutta University)

Symmetry-સુઘટિતતા.
Technology-હુન્નરવિદ્યા.
Telescope-દૂરબીન.
Temperature-ઉષ્ણતા, ઉષ્મા-માપ.
Terrestrial-પાર્થિવ.
Non-terrestrial-અપાર્થિવ.
Theory-મત, વાદ, સિદ્ધાંત.
Theoretical-સૈદ્ધાન્તિક.
Tide-ભરતી.
Tissues-તંતુઓ.
Trigonometry-ત્રિકોણમિતિ.
-plane-તલ ,, ,,
-spherical-ગોલીય ,,
Ultra-Violet-અંબુલાતીત.
Uniformity-એકરૂપતા.
Universal-સાર્વત્રિક
Universe-વિશ્વ, સૃષ્ટિ.
Vacuum-શૂન્ય, અવકાશ.
Variable-ચલિત.
Velocity-વેગ.
Veracity-સત્યમયતા.
Verification-સાબિતી, નિર્ણય.
Vibration-કંપન.
Viscosity-સ્નિગ્ધતા, ચિક્કટતા.
Volume-ઘનફળ.
Windlass-ઉચ્ચાલન યંત્ર, ઊંટડો, સામાન ઊંચો કરવાનું યંત્ર
Wave-તરંગ.
Work-કામ, કાર્ય.
X-Rays-ક્ષકિરણો.
Zodiac signs-રાશિચક્રસંજ્ઞા,

ઉપરના શબ્દોમાં રાસાયનિક તત્ત્વો અને તેમ[illegible] આપ-
વામાં આવ્યાં નથી. આંતરરાષ્ટ્રીય સમિતિએ નક્કી [illegible]
સંજ્ઞામાં ખાસ કારણ વગર ફેરફાર કરવાની
ગુજરાતીમાં પ્રચલિત નામો જેવાં સુવર્ણ,
સીસક, તાંબુ', વગેરે ચાલુ રાખવાં જોઈએ.
આંતરરાષ્ટ્રીય સમિતિએ નક્કી કર્યા પ્રમાણે
પ્રાપ્ત થાય છે. તત્ત્વોની પેઠે રાસાયનિક
તેવી જ રીતે સર્વદેશસંમત ધોરણો [illegible]

નીચેના ગુજરાતી શબ્દકોષમાં [illegible]
અપાયેલા શબ્દો આપવામાં આવ્યા છે.

# પારિભાષિક શબ્દકોષ: ગુજરાતી

અપાકર્ષણ–repulsion
અભિઘાત–Impact
અભિસર્પણ–capillary motion
અવશેષ–fossil
અન્વય–heredity
અજ્ઞેયતાવાદ–agnosticism
આંતરસંબંધ–inter-related
આયતન–volume
આવર્તન–incidence
આકર્ષણ–attraction
આયન–Ion જલમય દ્રવણમાં રહેતાં વીજમય કણો
એકીકરણ–synthesis
ઈથર–ether અવકાશમાં પ્રસરેલું પારદર્શક અદૃશ્ય અને અગ્રાહ્ય કલ્પનામય સૂક્ષ્મ દ્રવ્ય
ઇચ્છાશક્તિ–freewill, volition
ઉત્તેજન–stimulus
ઉપજાતિ–Species
ઉપલબ્ધિ–intuition
ઉપમન્, સૂક્ષ્મમન–subconscious or subliminous self
ઉપમાનસિક–subconscious
ઊલટું પ્રમાણ–inverse ratio
કમ્પસંતાન સંસ્કાર–momentum of vibration
કેન્દ્રીભવન–concentration
કેશિકા–capillary
કોઈનન–quinine
ખગોળ–skys heaven આકાશ
ખમંડળ ગતિવિદ્યા–astro-dynamics
ગતિમય સ્થિરતા–dynamic equilibrium
ગર્ભજન્તુકોષ–germ cell
ગુણક–multiple
ઘનરસાયન–stereochemistry
ચેતન્, ચૈતન્ય–consciousness.
જીવન–life
જીવનઆરંભયુગ–Protorazoic Age
જીવનચક્ર–Cycle of life
જીવનતત્ત્વ–protoplasm
જીવનરસ–sap
જીવનયુગ, પ્રાથમિક–Palocozoic-Age
જાતિ–tribe, caste, genus
જાતીય–જાતિ વિષેનું–tribal

Symmetry-સુઘટિતતા.
Technology-હુન્નરવિદ્યા.
Telescope-દૂરબીન
Temperature-ઉષ્ણતા, ઉષ્મા-
-માપ.
Terrestrial-પાર્થિવ
Non-terrestrial-અપાર્થિવ.
Theory-મત, વાદ, સિદ્ધાંત.
Theoretical-સૈદ્ધાન્તિક
Tide-ભરતી.
Tissues-તતુઓ.
Trigonometry-ત્રિકોણમિતિ.
-plane-તલ ,, ,,
-spherical-ગોલીય ,,
Ultra-Violet-જાંબુવાતીત.
Uniformity-એકરૂપતા.
Universal-સાર્વત્રિક
Universe-વિશ્વ, સૃષ્ટિ.
Vacuum-શૂન્ય, અવકાશ.
Variable-ચલિત.
Velocity-વેગ.
Veracity-સત્યમયતા.
Verification-સાબિતી, નિર્ણય.
Vibration-કંપન.
Viscosity-સ્નિગ્ધતા, ચિક્કટતા.
Volume-ઘનફળ.
Windlass-ઉચ્ચાલન યંત્ર,
ઊટડો, સામાન ઊંચો કરવાનું યંત્ર
Wave-તરંગ.
Work-કામ, કાર્ય.
X-Rays-ક્ષકિરણો.
Zodiac signs-રાશિચક્રસંજ્ઞા.

ઉપરના શબ્દોમાં રાસાયનિક તત્ત્વો અને તેમની સંજ્ઞા આપવામાં આવ્યાં નથી. આંતરરાષ્ટ્રીય સમિતિએ નક્કી કરેલાં નામ અને સંજ્ઞામાં ખાસ કારણ વગર ફેરફાર કરવાની જરૂર હું જોતો નથી. ગુજરાતીમાં પ્રચલિત નામો જેવાં સુવર્ણ, રજત, કે લોહ, જસત, સીસક, તાંબું, વગેરે ચાલુ રાખવાં જોઇએ પરંતુ તેમની સંજ્ઞાઓ તો આંતરરાષ્ટ્રીય સમિતિએ નક્કી કર્યા પ્રમાણે જ રાખવાથી સરળતા પ્રાપ્ત થાય છે. તત્ત્વોની પેઠે રાસાયનિક સંયોજનોની સંજ્ઞાઓ પણ તેવી જ રીતે સર્વદેશસંમત ધોરણો પ્રમાણે રાખવી જોઇએ.

નીચેના ગુજરાતી શબ્દકોષમાં મુખ્યત્વે અંગ્રેજી વિભાગમાં નહિ અપાયેલા શબ્દો આપવામાં આવ્યા છે.

# પારિભાષિક શબ્દકોષ: ગુજરાતી

અપાકર્ષણ–repulsion
અભિઘાત–impact
અભિસર્પણ–capillary motion
અવશેષ–fossil
અન્વય–heredity
અજ્ઞેયતાવાદ–agnosticism
આંતરસંબંધ–inter-related
આયતન–volume
આવર્તન–incidence
આકર્ષણ–attraction
આયન–ion જ્વલમય દ્રવણમાં રહેતાં વીજમય કણો
એકીકરણ–synthesis
ઈથર–ether અવકાશમાં પ્રસરેલું પારદર્શક અદૃશ્ય અને અગ્રાહ્ય કલ્પનામય સૂક્ષ્મ દ્રવ્ય
ઇચ્છાશક્તિ–freewill, volition
ઉત્તેજન–stimulus
ઉપજાતિ–Species
ઉપલબ્ધિ–intuition
ઉપમન, સૂક્ષ્મમન–subconscious or subliminous self
ઉપમાનસિક–subconscious
ઊલટું પ્રમાણ–inverse ratio
કમ્પસંતાન સંસ્કાર–momentum of vibration
કેન્દ્રીભવન–concentration
કેશિકા–capillary
કોઈનીન–quinine
ખગોળ–skys heaven આકાશ
ખમંડળ ગતિવિદ્યા–astro-dynamics
ગતિમય સ્થિરતા–dynamic equilibrium
ગર્ભજનકોષ–germ cell
ગુણક–multiple
ઘનરસાયન–stereochemistry
ચેતન, ચૈતન્ય–consciousness
જીવન–life
જીવનઆરંભયુગ–Protorazoic Age
જીવનચક્ર–Cycle of life
જીવનતત્ત્વ–protoplasm
જીવનરસ–sap
જીવનયુગ, પ્રાથમિક–Paloeozoic Age
જાતિ–tribe, caste, genus
જાતીય–જાતિ વિષેનું–tribal

જીવનયુગ, માધ્યમિક-Mesozoice Age
તથ્ય-fact
તંતુઓ-tissues
-મજ્જાતંતુ-nerve
-જ્ઞાનતંતુ-sensory nerve
-પ્રેરકતંતુ-motor nerve
તાલ-lens
ત્રિપાર્શ્વ-prism
ત્રુટક-discontinuous
દૂરસંવહન-telepathy
દ્રવ્યસંરક્ષણ-conservation of matter
નિત્યતા-eternity
નિર્જીવયુગ, પૃથ્વીના ઇતિહાસનો નિર્જીવ સમય-Azoic Age
નિહારિકા-nebula
પરાક્રમ-achievenent
પરિમાણ-magnitude
-mass
-quantity
-dimension
પરિસ્થિતિ-circumstance
પ્રતિક્રિયા-reflex action
પ્રેરણાશક્તિ-instinct
પારસમણિ-philosopher's stone

પૂર્વાનુપૂર્વી, પૂર્વાનુગામી-antecedent
બાહ્યકોષ-calyx
ભેદ-variation
માત્રા-quantity, mass
મણિ-lens. આંખનો મણિ.
માન્યતા-belief
મૂળાંકુરો-germplasm, germcell
રંગપટ-spectrum
રંગપટરેખા-spectrum lines
રંગપટદર્શક-spectroscope
રંગપટવિદ્યા-spectroscopy
રસવૃત્તિ, કલાની ભાવના-aesthetic sense
લંબવર્તુલાકાર-elliptical
લુપ્તઉષ્મા-latent heat
વર્ગ-square
વર્તુલાકાર-circular
વર્ધનલેખન યંત્ર,વનસ્પતિની વૃદ્ધિના અંશની લેખિત નોંધ કરનારું યંત્ર-crescograph
વાસ્તવિકતા-reality
વાસ્તવ-real
વિનિયુક્ત, ઔપપત્તિક-applied
વિશ્લિષ્ટ-analysed

વિશ્વક્રિયા-the process in universe
વિશ્વરશ્મિ-cosmic rays
વ્યાપન-Diffusion
સમન્વય-inter-relatedness
સાર્વત્રિકતા-universality
સાતત્ય-continuity
સાપેક્ષ-relative
સૂર્યમધ્યવાદ-heliocentric theory
સૂક્ષ્મ મન-subconscious self
સૂત્ર-formula, law
સૌષિર્ય, છિદ્રમયતા-porosity
સૌન્દર્યશાસ્ત્ર-æsthetics
સંવાદ, સંવાદિતા-harmony
સંસક્તિ, સંઘાત-cohesiveness
સંગઠિત-continuous
સંવેદન-knowledge
સંખ્યા-number
-ખરી-rational
-સાંકેતિક-irrational
સાંદ્રતા-impenetrability
સંજ્ઞા-formula, symbol
સંસ્કાર, વેગરય-momentum
સીલીંડર-cylinder; નળી
શિલાશાસ્ત્ર-petrology
ક્ષેત્રફળ-area
જ્ઞાનપુનર્જીવન-renaissance

*

૧૩૬ ૮ ન્યટને ન્યૂટને

૧૪૦ ૧૩ સૈ ાન્તિક સૈદ્ધાન્તિક

૧૪૩ *૧૪ નામ કામ

૧૪૪ ૨ પમાણે પ્રમાણે

૧૪૭ *૯ ન્યૂગ્ની ન્યૂગ્નની

૧૫૪ ૩ પરિણામની
પદિમાણુનો

૧૬૫ *૨ પરમાણુ પરમાણુ
ભારાંક
નક્કી કર્યા

૧૬૬ છેલ્લી અને નાકી
કર્યા ભારાક અને

૧૭૪ ૩ છટક છૂટક

૧૭૮ ૫ અપવા અપવ૬

૧૮૦ ૧૩ રોડગો-ગોદ્ર રેડિગો-
લોહ

૧૮૧ ૧૦ વીજાણુર્વિદ્યા
વીજાણુવિદ્યા

૧૯૨ *૧૨ માલ્થસની
માલ્થસનો

૧૯૪ ૧૩ ડાર્વિનને ડાર્વિનનો

૧૯૭ ૧૦ ટૂંકા ટૂકો

૨૦૬ ૬ પ્રાણુજીવન
પ્રાણીજીવન

૨૦૮ ૧ માન મન

૨૦૯ ૧૦ સ૽ન સન

૨૧૦ ૧ સ સો

૨૧૩ ૪ સ્ટીવનસના
સ્ટીવન્સનના

૨૧૫ ૪ ભાતિક ભૌતિક

૨૨૮ ૧૧ આરીક બારીક

૨૨૮ ૧૩ રસિક રસિક

૨૨૯ *૧૩ મેલેરિયાના
મેલેરિયાનો

૨૩૪ ૧૪ ા સો

૨૩૮ *૧૧ વેષ્ણુવો વૈષ્ણવો

૨૪૯ *૬ અનતતા અનંતતા

૨૫૧ *૧૨ ભ્રમણગતિ
ભ્રમણગતિ

૨૫૧ ૧૦ સમાજશાસ્ત્રે
સમાજશાસ્ત્ર



| | | | |
|---|---|---|---|
| ૧૩૬ | ૮ | ન્યૂટને | ન્યૂટને |
| ૧૪૦ | ૧૩ | સૌન્તિક | સૈદ્ધાન્તિક |
| ૧૪૩ | *૧૪ | નામ | કામ |
| ૧૪૪ | ૨ | પમાણે | પ્રમાણે |
| ૧૪૭ | *૯ | ન્યૂટની | ન્યૂટનની |
| ૧૫૪ | ૩ | પરિણામની | પરિમાણની |
| ૧૬૫ | *૨ | પરમાણુ | પરમાણુ ભારાંક નક્કી કર્યાં |
| ૧૬૬ | છેલ્લી | અને નક્કી | કર્યા ભારાક અને |
| ૧૭૪ | ૩ | છટક | છૂટક |
| ૧૭૮ | ૫ | અપવા | અપવાદ |
| ૧૮૦ | ૧૩ | રોડગો-લોહ | રેડિગો-લોહ |
| ૧૮૧ | ૧૦ | વીજાણુણુવિદ્યા | વીજાણુવિદ્યા |
| ૧૯૨ | *૧૨ | માલ્થસની | માલ્થસને |
| ૧૯૪ | ૧૩ | ડાર્વિનને | ડાર્વિનને |
| ૧૯૭ | ૧૦ | ટૂંકા | ટૂંકો |
| ૨૦૬ | ૬ | પ્રાણુજીવન | પ્રાણીજીવન |
| ૨૦૮ | ૧ | માન | મન |
| ૨૦૯ | ૧૦ | સં,ન | સન |
| ૨૧૦ | ૧ | સ | સો |
| ૨૧૩ | ૪ | સ્ટીવનસનાં | સ્ટીવન્સનનાં |
| ૨૧૫ | ૪ | ભાતિક | ભૌતિક |
| ૨૨૮ | ૧૧ | આરીક | બારીક |
| ૨૨૮ | ૧૩ | રસિક્ર | રસિક |
| ૨૨૯ | *૧૩ | મેનેરિયાના | મેલેરિયાને |
| ૨૩૪ | ૧૪ | ના | સો |
| ૨૩૮ | *૧૧ | વેષ્ણુવો | વૈષ્ણવો |
| ૨૪૯ | *૬ | અનતતા | અનંતતા |
| ૨૫૧ | *૧૨ | ભ્રમણગતિ | ભ્રમણગતિ |
| ૨૫૧ | ૧૦ | સમાજશાસ્ત્રે | સમાજશાસ્ત્ર |

